SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# Index - અનુક્રમણિકા

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# Editorial - સંપાદકીય

સાહિત્યસેતુ– સામયિકના વાચકોની સંખ્યા દોઢ હજાર ઉપર જઈ છે, એ અમારા માટે ઉત્સાહજનક બાબત છે. ટૂંકા સમયગાળામાં વાચકો વધી રહ્યાં છે, એમના પ્રતિભાવો અને સૂચનોએ અમને દિશા આપી છે. ઓન–લાઈન સામયિકોમાં સાહિત્યસેતુ ક્રમશઃ વિસ્તરતું જાય છે એનો આનંદ વ્યક્ત કરું છું.

સાહિત્યને કેન્દ્રમાં રાખીને એના વિવિધ સ્વરૂપો, સાહિત્યજગતમાં ચાલતી વિવિધ ગતિવિધિઓ, એમાં થતાં સંશોધનો, સેમિનાર, વગેરેની માહિતીઓ આપ સુધી પહોંચાડવાની દિશામાં પ્રયત્નશીલ છે. ખાસ કરીને ગુજરાતી, હિન્દી, અંગ્રેજી ભાષામાં સક્રિય અન્ય ઓનલાઈન સામયિકો, વેબસાઈટ અને બ્લોગની માહિતી પણ અહીંથી મળે એ માટે અમારે ઓનલાઈન સાહિત્યમાં રસ ધરાવતાં લેખક–મિત્રોને આમંત્રિત કરીએ છીએ.

આ અંકથી વિશ્વ પ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક– જૂલે વર્ન–ની એક કથા– 'બાઉન્ટિનો બળવો' અનુવાદ પ્રકાશિત કરવા જઈ રહ્યાં છીએ. સુરતના યુવા અનુવાદક જીગર શાહ દ્વારા જૂલેવર્નની આ બીજી રચનાનો અનુવાદ છે. ખાસ કરીને યુવાનો અને કિશોરો માટે આ રચના અત્યંત મજેદાર નીવડશે એવી અમને ખાત્રી છે. આ સીવાય દર અંકમાં 'વાર્તાવૈભવ' નામે ગુજરાતી ટૂંકી વાર્તાઓમાં માઈલ સ્ટોનરૂપ નિવડેલી પાણીદાર રચનાઓ પૈકી એક રચના પણ પ્રકાશિત કરવાના છીએ. એટલે ક્રમશઃ તમે ગુજરાતીની નીવડેલી, વિવેચકો, વાચકો અને કાળ દ્વારા પોંખાયેલી પ્રશિષ્ટ વાર્તાઓ અહીં વાંચી શકશો. આ અંકથી દર વખતે ચાર નવા પ્રકાશિત પુસ્તકોનો ટૂંકો સમીક્ષાલક્ષી પરિચય મળી રહે તે માટે 'આ પુસ્તક વાંચ્યું..?'– નામનો વિભાગ પણ શરૂ કરી રહ્યાં છીએ.

આ ઉપરાન્ત તમારામાંથી ઉત્સાહ પ્રેરક મદદ કરશે તો હજી – બાળસાહિત્યનો વિભાગ, ગુજરાતી સાહિત્યકાર પરિચય અને સંપર્કસૂત્ર ધરાવતી ડિરેક્ટરી, વિદ્યાર્થીઓ અને ઈચ્છુકોને સદ્ય રસ પડે એવી માહિતીઓ સમાવતો હેતુલક્ષી વિભાગ, સાહિત્યકારોની તસવીરો, મુલાકાતો, વિવાદો– જેવા વિભાગો પણ શરૂ કરવા ઈચ્છીએ છીએ. આપ પણ સૂચનો મોકલી શકો, આપ પણ લખી શકો.

આ અંકથી સાહિત્યસેતુને આઈ.એસ.એસ.એન. નંબર મળી ગયેલ છે, એટલે અધ્યાપકોને પણ એમના માટે અત્યંત જરૂરી એવો પ્રશ્ન ઉકેલાઈ ગયેલ છે. એટલે સંશોધનપત્રો, વિવેચન લેખો દ્વારા સક્રિયતા દાખવી શકશે.

આપના પ્રતિભાવોની રાહ જોઈએ છીએ.

**ડૉ. નરેશ શુક્લ**
**મુખ્ય સંપાદક**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# दिखती है...: अरूणेन्द्रसिंग राठौर

---

तेरी आंखो में मुझको, तसवीर मेरी दिखती है,
तेरे हाथों में मुझको, तकदीर मेरी दिखती है ।
आसमान से उतरी तू, या कोई स्वर्ग से लाया है,
इतना सुंदर रूप सलोना, कहाँ से तूने पाया है..?
पहली बार छुआ था तूने, वो दिन मुझको याद नहीं,
कितना कितना कैसै कैसे, प्यार किया फरियाद नहीं ।
ठिठक ठिठककर ठुमक ठुमककर, जब जब तुझको चलते देखा,
तब तब मैंने माना ये ही, तू ही मेरी जीवन रेखा ।
मेरी सुबह तुझी से होती, शाम तुझीसे ढलती है,
जीवन के हर रूप रंग में, बस तू ही तू दीखती है ।
इतना प्यार न कर तू मुझसे, मैं जीते जी मर जाऊँगा,
बना आदमी एक जनम में, फिर क्या में बन पाऊँगा ...?
मेरे सिर पर बोझ बहुत है, क्यों तू और बढाती है,
नीचे उतर अरी ओ डायन, मेरी साँसे फूल जाती है ।
तेरे कारण बीबी रूठी, वच्चे रूठे, जीवन रूठा,
अपने छूटे, सपने टूटे, सब लगता बूलकुल है जूठा ।
मेरा हाल-चाल मत पूछ, हाल मेरा है खस्ता हाल,
लहू जिगर का सस्ता है, पर मँहगी हो गई मेरी दाल ।
प्याज एक रख पूजाघर में, बच्चों को दिखलाता हूँ,
ड्रापर से में दूध डाल के, उसको चाय पिलाता हू ।
मेरा घर शमसान हो गया
उसका हर इंसान सो गया ।
टप-टप आंसू बहते है, बहन की जब से टूटी सगाई,
भाई तो दीवाना हो गया, उसकी छूटी जब से पढाई,

मा मरघट पर बैठी है, कहाँ से लाऊ ईसकी दवाई,

बूढा बाप राह है ताकता, बेटा घर कब आयेगा...?

तीन महीने से जो कहा था, कुर्ता कब तूं लायेगा..?

लंबी जिंदगी हो गई छोटी, साँस-सांश नीलाम हूई,

दो रोटी के फेरों में, सुबह से मारी शाम हूई ।

इतने पल भी दिल न भरा, तू अब भी प्यार दिखाती है,

रोज रोज में मरता हूँ, फिर भी तू भरमाती है ।

नहीं चाहिए साथ तेरा ना, तुझसे मेरी कोई सगाई है,

खान-पीना जीना मरना, सब पे तू ही छाई है ।

कितने ही तेरे रूप हों लेकिन, नाम एक मँहगाई है,

लौटे उसी नगर को जा तूं, जहाँ से तू आई है ।

इतने पर भी दिल न भरा तू, अब भी प्यार दिखाती है,

रोज रोज में मरता हूँ, फिर भी तू भरमाती है ।

खाना पीना जीना मरना, सब पे तू वही छाई है,

कितने ही तेरे रूप हों लेकिन, नाम एक मँहगाई है ।

नहीं चाहिए साथ तेरा ना, तुझसे मेरी सगाई है,

लौट उसी नगर को तू जा, जहाँ से तू आई है ।

---

**अरूणेन्द्रसिंग राठौर, प्रिन्सीपाल, गुजरात आर्ट्स एन्ड सायन्स कालेज, अहमदाबाद-6**



**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# બદલાવ આવે... : ભાવેશ ભટ્ટ

### 1. બદલાવ આવે...

અચાનક વહેણ માં બદલાવ આવે,
નદીમાં જો અમારી નાવ આવે !
અમુક ચેહરા વિષે એવું બને છે,
અરીસાનો કોઈ પ્રસ્તાવ આવે !
કોઈ પણ પંખી જો માળો ન બાંધે !!
તો ક્યાંથી વૃક્ષનો ઊઠાવ આવે ?
નથી સાંભળતો વૃધ્ધોની કોઈ વાત,
નહીંતર બાંકડાને તાવ આવે.
ભર્યું આકાશ આંખોમાં ખીચોખીચ,
છતાં સપનામાં કાયમ વાવ આવે !!

### 2. સૌને...

ખુદ નો સંભળાતો નથી જ્યાં સાદ સૌને !!
છોડ સરવાળા, કરી દે, બાદ સૌને.
કેદ છે મારી ભીતર ખૂંખાર સત્યો,
તું કહે તો હું કરું આઝાદ સૌને !!
એ સળગતા ઘરમાં વરસોથી રહે છે !
છત ટપકવાની કરે ફરિયાદ સૌને !!
માત્ર એ દેખાય છે સંભળાય છે, બસ,
કેમ સમજાતો નથી વરસાદ સૌને ?
થઇ ગયો કેવો બધાનો લાડકો હું !
જ્યાર થી માની લીધા ઉસ્તાદ સૌને.

ભાવેશ ભટ્ટ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# ગઝલ: સંજુ વાળા

અહીંથી ઉઠાવીને ઓ’પાર ફેંક્યો,
જણસ રદ્દી જાણી લગાતાર ફેંક્યો
નગર નાગરિકતાનો આચાર ફેંક્યો
ત્વચા જેમ વળગેલ વ્યવહાર ફેંક્યો
કુહાડાનો હાથો બની નમણી શાખે
અરે ! આખા જંગલને પડકાર ફેંક્યો
કલમ નામની કોઈ જાદુઈ છડીથી
સરેઆમ કોણે ચમત્કાર ફેંક્યો ?
નરી ધૂળની એક ઢગલી ઉપર તેં,
વિના કારણે રમ્ય અંબાર ફેંક્યો
હજુ પણ છે ચર્ચામાં મશગૂલ સંતો,
અમે પ્રશ્ન એવો ધૂઆંધાર ફેંક્યો

સંજુ વાળા

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## હું કોણ.. (ચક્રાકાર ખંડકાવ્ય): પ્રવીણ બી. રાઠોડ

---

**ખંડ–1**

સરતો સમયમાં
ઘડાતાં વ્યક્તિત્વને
તપાસ કરતાં થયું કે ...
હું કોણ..?
સમ્મુખ પડેલાં
દર્પણમાં ઝીલાયેલાં
સ્વબિંબને
નિરખતા થયું કે..
આ હું...?
પણ
શું દર્પણમાં ઝીલાયેલાં
સ્વબિંબને
હું કહી શકાય..?
અતીતમાં અંકિત
મારા જ
પ્રતિબિંબને નિરખતાં
થયું કે...
હું એક સ્ફટિક.
હિમાલયનો Ice piece
પીગળતું પ્રવાહી,
શીતલ જલ,
અને...
એમાં લાગી આગ,
જે હતો,
Ice piece,
તે જ બન્યો
અગન જવાળા !
જે હતું

શીતલ જલ,
તે જ બન્યું
લાવા !
Latest microscope
મંગાવી
તપાસ કરતાં જણાયું કે...
ચિનગારી તો શું,
તેના અવશેષો
પણ
નહોતા..!
મૂકેલાં thermometerને
ડૉક્ટરે તપાસી કહ્યું કે,
'This is a normal temperature',
'98.46 ડિગ્રી ફેનરહીટ',
અને લીધેલાં
X-rayનું
રિઝલ્ટ
એનું એ જ...!
તો...શું આ microscope, thermometer, thermometer, x-ray ખોટાં..?
કે પછી
અને
મને
અંતે
Lab માં
Admit કરવામાં આવ્યો.
અનેક
Experiment
અને
Latest surgery
પછી
તેઓએ પણ
કહ્યું :
'You are all right.
Now,
You can go.

**ખંડ–2**

અને
હું labની બહાર આવ્યો
ને

દીપ્ત દામિની દમકી
ઘન ગર્જ્યાં નહીં
ઉષ્ણબિંદું વરસ્યાં
લાવામાં
જઈ ટપક્યાં
અને
હું થઈ ગયો
એનો
એ
જ,
સ્ફટિક,!!!
હિમાલયનો ice piece,
પીગળતું પ્રવાહી,
શીતલ જલ.
કાચીંડાની જેમ
બદલતાં
રંગને
જોઈને સહુએ,
મને પૂછ્યુઃ
'આવું કેમ..?
મેં કહ્યુઃ
'કશું જ નહીં, આ તો
સરતાં સમયમાં
ઘડાતાં
વ્યક્તિત્વનો
બદલાતો આકાર...'
અને
હું
મારી આસપાસ
ગૂંથાયેલાં
કરોશિયાંનાં જાળાઓને
સાફ
કરી
શોધી રહ્યો કે...
હું કોણ ?

---

**પ્રવીણ બી. રાઠોડ, અમદાવાદ**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## સાહસકથાઓ, વિજ્ઞાનકથાઓના મહાનસર્જક ફ્રેન્ચ લેખક જૂલે વર્નની કથાઃ બાઉન્ટિનો બળવો : અનુવાદક– જીગર શાહ

---

જૂલે વર્ન એટલે અભૂતપૂર્વ–અપૂર્વ અને અદભુત કથાઓના સર્જક. વિશ્વભરની ભાષાઓમાં એમની કેટલીએ કથાઓના અનુવાદો થયાં છે. આપણે ત્યાં પણ ગુજરાતીમાં મુળશંકર મો.ભટ્ટ દ્વારા એમની કેટલીક કથાઓના અનુવાદ થયાં છે. ત્યાર પછી નાયકબંધુઓએ એ અનુવાદની પરંપરા જાળવી રાખી. રહસ્ય–રોમાંચ, સાગરના જહાજી સાહસો, વૈજ્ઞાનિક કથાઓ, ઐતિહાસિક અને ભવ્ય લોકજીવનને આલેખતી ભવ્ય કથાઓના સર્જક જૂલે વર્ન બાળકથી માંડી વૃદ્ધો સુધીના વાચકોને એકી બેઠકે વાંચવા મજબૂર કરે એવું ગતિવંત આલેખન કરનારાં લેખક છે.

મારો સ્વાનુભવ જણાવું તો અગીયાર વર્ષની ઉમરે પહેલી વાર જૂલે વર્નની ‘સાગરસમ્રાટ’ કથા વાંચી...ત્યાર પછી એમની કથાઓનો વ્યસની કહી શકું એટલી હદે પ્રેમમાં પડી ગયો. અનુવાદ દ્વારા એમની કથાઓ વાંચતો ગયો. કેટલીએ વાર એવું બન્યું છે કે, ગ્રંથાલયમાં કોઈ પુસ્તક શોધવા મથતો હોય ને અચાનક જ જૂલે વર્નની કોઈ પણ કથા હાથ લાગી જાય– પછી ભલે ને તે પહેલા વીસ–પચ્ચીસ વાર કેમ ન વાંચી હોય.! છતાં પેલું શોધતો હોય તે પુસ્તક સાઈડમાં રહી જાય, અગત્યનું કામ કરતો હોય તે પણ સાઈડમાં રહી જાય અને ઊંઘ પણ પાછી ઊડી જાય..! એ કથાને ફરી ફરીને વાંચી ન જાઉં ત્યાં સુધી આરામથી સુવાનું હરામ થઈ જાય. આજે તો મારા પર્સનલ સંગ્રહમાં ગુજરાતી–હિન્દી અનુવાદો પડ્યા છે. એટલે ચિત્તને મનગમતો ખોરાક હાથ વગો બની ગયો છે.

મારો આ અનુભવ આપની સમક્ષ મુકવામાં જાતને રોકી નથી શક્યો એટલું ખેંચાણ તો છે જ, સાથે આનંદ એ વાતનો છે કે એ મહાન લેખક જૂલે વર્નની એક નવી જ (આપણા માટે નવી) લઘુકથા કે કથા હપ્તાવાર આ સામયિકમાં પ્રકાશિત કરવા જઈ રહ્યાં છીએ. એના અનુવાદક છે સુરત શહેરના યુવાન અને ઉત્સાહી લેખક શ્રી જીગર શાહ. આ પહેલા તેમણે ‘ડોલ્ફિન’ નામની આ લેખકની રચનાને ગુજરાતીમાં પુસ્તકરૂપે અનુદિત કરીને પ્રકાશિત કરેલ છે. અન્ય ત્રણ લઘુકથાઓ ટૂંક સમયમાં પ્રકાશિત થનાર છે.

આશા છે, ગુજરાતી વાચકોને ખાસ કરીને બાળકો, કિશોરો અને રસિક વાચકોને અમારો આ પ્રયાસ ગમશે.

તમારા અભિપ્રાય–પ્રતિભાવની અપેક્ષા રાખીએ છીએ..

**નરેશ શુક્લ**

## અનુવાદકની નોંધ

જૂલે વર્નના લેખનની વાત આવે એટલે સામાન્ય રીતે તેના વાચકોને વિજ્ઞાનની કલ્પનાઓ આધારિત કથાઓ, જહાજી સાહસો, ભૌગોલિક, ઐતિહાસિક અને વિવિધ દેશોના લોકજીવન અને સંસ્કૃતિ સંબંધી સૂક્ષ્મ વર્ણનો જેવી બાબતો યાદ આવે છે. પણ જે બાબતનો ઉલ્લેખ મેં વાચકો–વિવેચકો દ્વારા ભાગ્યે જ થતો જોયો છે તે તેના ધૂની કહી શકાય તેવાં પાત્રોની. તેની મોટાભાગની કથાઓમાં વિજ્ઞાનને કે અન્ય સાહસને પોતાના જીવનનું સંપૂર્ણ ધ્યેય માની લીધું દાવ પર લગાડી દેનારાં પાત્રો તેના લેખનની એક આગવી વિશિષ્ટતા ગણાવી શકાય. એની લગભગ દરેક કથાઓમાં આવાં ધૂની પાત્રો એક સામાન્ય બાબત છે. આવાં પાત્રો દુનાયાથી અલિપ્ત થઈ પોતાના વિચારોમાં સતત ડૂબેલાં રહે છે. (પ્રકાશિત થનાર પુસ્તકની પ્રસ્તાવનામાંથી)

આ કથા એક સત્યઘટના પર આધારિત છે. પેસિફિકમાં આવેલા નાનકડા ટાપુ પિટકર્ન પર સૌ પ્રથમ વસાહતીઓ કેવી રીતે પહોંચ્યા એ અંગે બનેલી એક બળવાની ઘટનાને આ કથામાં આવરી લેવાઈ છે.

આ બાઉન્ટિનો બળવોની ઘટના આધારિત એક ફિલ્મ પણ હોલિવૂડમાં –મ્યુટિની ઓફ બાઉન્ટિ–નામે બની છે. બાઉન્ટિના કેપ્ટન બ્લિઘે આ ઘટના આધારિત પુસ્તક મ્યુટિની ઓફ બાઉન્ટિ પણ લખ્યું હતું. જે જૂની ક્લાસિક સાહસકથાઓમાં અગ્રગણ્ય સ્થાન ધરાવે છે. કથા અંગે વધુ રસભંગ ન કરતાં આપ એને વાંચી લેશો. (પત્રમાંથી)

**જીગર શાહ**

## બાઉન્ટિનો બળવો

### પ્રકરણ–1

પૃથ્વીના દક્ષિણ ગોળાર્ધની રાતનો સમય હતો. દરિયો શાંત હતો. પવનની એક લહેરખી પણ અનુભવાતી ન હતી. આકાશ પણ સ્વચ્છ હતું. આસમાનમાં તારાઓ ઝગમગી રહ્યાં હતાં. રાત્રી હવે પૂરી થવા આવી હતી. ચંદ્રનો પ્રકાશ પણ નવા દિલના આગમન સાથે ઝાંખો થઈ રહ્યો હતો. ખુલ્લા શાંત દરિયાની વચ્ચે બાઉન્ટિ જહાજ મધ્યમ ગતિએ પોતાની મંજીલ તરફ આગળ વધી રહ્યું હતું.

બાઉન્ટિ બસો પંદર ટન વજનનું બ્રિટીશ જહાજ હતું. 23 ડિસેમ્બર 1887ના રાજ તેના છેંતાલીસ નાવિકો સાથે એ પોતાની સફરે નીકળ્યું હતું. એનો કેપ્ટન બ્લિઘ અનુભવી નાવિક હતો. કેપ્ટન કૂકની છેલ્લી સફરના સાથી તરીકે તેણે ફરજ બજાવી હતી. સ્વભાવે તે તોછડો, અતિશય જિદ્દી તેમજ ગરમ મિજાજનો માણસ હતો.

બાઉન્ટિની સફરનો મુખ્ય ઉદ્દેશ તાહિનીના ટાપુ સમુહમાં થતાં, નવા પ્રકારના બ્રેડ–ફ્રૂટ[ 1 ] ના રોપાઓ એકઠા કરી, તેને અન્ય બ્રિટીશ સંસ્થાનોમાં પહોંચાડવાનો હતો. ત્યાંના ગુલામ મજૂરોના ખોરાક માટે આવાં ફળોનો ઉપયોગ થતો હતો.

માતાવાઈની ખાડીમાં લાંબા સમયના રોકાણ દરમિયાન કેપ્ટન બ્લિદો આસપાસના ટાપુઓ પરતી આવા ફળોના વૃક્ષોના રોપાઓ મોટી સંખ્યામાં એકઠાં કર્યાં હતા. તે લઈ હવે તેઓ મધ્ય એટલાન્ટિકના વેસ્ટ ઈન્ડિઝના સંસ્થાનો તરફ ઉપડવાના હતા. એ સફર ઘણી લાંબી હતી. સફર દરમિયાન વચ્ચે વતા એક નાનકડા ટાપુ પર તેમણે રોકાવાનું નક્કી કર્યું હતું. ત્યાંથી પ્રસ્થાન બાદ હાલમાં તેઓ ખૂલ્લા દરિયામાં હતા.

શંકાશીલ અને ક્રોધી સ્વભાવનો કેપ્ટન બ્લિઘ એના હાથ નીચેના તમામ અધિકારીઓ અને નાવિકો સાથે અત્યંત નિષ્ઠુર અને અમાનુષિ વર્તન કરતો હતો. પ્રથમ અદિકારી સાથે પણ તેનો વર્તાવ જોહુકમીભર્યો હતો. જહાજમાં તેમની વચ્ચે નાની–નાની બાબતોમાં મતભેદો સર્જાતા. મોટાભાગના અધિકારીઓ અને નાવિકો એની વિરૂદ્ધ થઈ ગયા હતા. બધા એનાથી એટલા ત્રાસી ગયા હતા કે, બળવાનું જોખમ લઈને પણ એના શાસનનો અંત લાવવા આતુર હતા.

28મી એપ્રિલ 1789ના મળસ્કે બાઉન્ટિના તૂતક પર ભેદી હિલચાલ થઈ રહી હતી. કેટલાક નાવિકો એકઠા થયા. તેઓ અંદરો–અંદર ગુસપુસ કરી રહ્યાં હતા. બહુ લાંબી ચર્ચા કરવાને બદલે થોડા શબ્દોમાં જ પોતાનો ઈરાદો સ્પષ્ટ કરી બધા છૂટા પડ્યાં. ખરેખર શું બનવા જઈ રહ્યું હતું…?

'મિત્રો, ધ્યાન રાખજો કે આ કાર્ય આપણે અત્યંત ગુપ્તતાથી પાર પાડવાનું છે.' બાઉન્ટિના દ્વિતીય અધિકારી ફ્લેચર ક્રિશ્ચિયને કહ્યું– 'બોબ, તારી પિસ્તોલ લોડ કરી દે. પણ હું આદેશ આપું નહીં ત્યાં સુધી ગોળી ન ચલાવતો. ચર્ચિલ, કેપ્ટનના દરવાજાનું લૉક તોડવા કુહાડી લઈ લે. અને બીજી એક વાત ધ્યાનમાં રાખજે, મને એ જીવતો જોઈએ…'

બારેક જેટલા અન્ય વિદ્રોહી નવિકો સાથે પ્લેચર ક્રિશ્ચિયન ધીમે ધીમે કેપ્ટનની કેબિન તરફ આગળ વધ્યો. કેપ્ટનની કેબિન પહેલાં બોટ્સવાન સ્ટુવર્ટની અને જહાજના અન્ય ઉચ્ચ અધિકારી પિટર હેયવૂડની કેબિનો હતી. બંનેની કેબિનની બહાર ફ્લેચરે બે વિદ્રોહી નાવિકોને સંત્રી તરીકે તહેનાત કર્યાં. જેથી કેપ્ટનને પકડતાં તેઓ મદદે આવી ન શકે. ફ્લેચર કેપ્ટનની કેબિનના દરવાજાની બહાર જઈ ઊભો રહ્યો.

'ચાલો સાથીઓ… આ દરવાજો તોડી નાંખો…' બધા નાવિકોના ભેગા પ્રયાસે દરવાજાને પહેલા ધક્કે જ તોડી નાંખ્યો. બધા નાવિકો કેબિનમાં ઘૂસી ગયા.

કેબિનમાં અંધારું હતું. ઝડપથી બધા અંદર ઘૂસી ગયા હતા. પણ કોઈને કંઈ દેખાતું ન હતું. અંધારામાં બધા આમતેમ ફાંફાં મારવા લાગ્યા. કેપ્ટન તેમને ક્યાંય નજરે ચઢતો ન હતો.

'કોણ છે ? ધમાચકડી શેની મચાવી છે. કોની આટલી હિંમત છે કે મારી કેબિનમાં વગર સંમતિએ ઘૂસી આવે.?' ઊંઘમાંથી જાગી ગયેલો કેપ્ટન ગુસ્સામાં એના પલંગ પરથી ઊભો થયો.

'શાંતિ રાખ કેપ્ટન…બ્લિઘ.' ચર્ચિલ બોલ્યો. 'ચૂપચાપ તું તારી જાતને અમારે હવાલે કરી દે. કોઈ પણ ચાલાકી કરવાની કોશીશ કરી છે તો મારા હાથમાંની પિસ્તોલની ગોળી તારી સગી નહીં થાય.'

'કેપ્ટન તારે કપડાં પહેરવાની પણ કોઈ જરૂર નથી.' –બોબે ઉમેર્યું. 'તને જહાજના કૂવાથંભ પર ફાંસીને માચડે લટકાવશું. ત્યારે તારું આ ઉઘાડું તંદુરસ્ત શરીર વધું શોભશે.'

'ચર્ચિલ, તેના હાથ પીઠની પાછળ બાંધી દે અને તૂતક પર લઈ આવો.'– ફ્લેચરે આદેશ આપ્યો.

'આ જુલ્મીને એવી સજા કરો કે તેના અન્ય મળતિયા નાવિકો માટે પણ તે નમૂનારૂપ બની રહે.'– જહોન સ્મિથ નામના એક નાવિકે ગુસ્સો ઠાલવ્યો.

જહાજના મોટાભાગના નાવિકો હજી જાગ્યા પણ ન હતા. તેમની કોઈપણ જાતની પરવા કર્યા વિના કેપ્ટનને ઘસડીને તૂતક પર લાવવામાં આવ્યો.

ફ્લેચર ક્રિશ્ચયન તરફી નાવિકો દ્વારા થયેલા બળવાના પહેલા ચરણમાં તેઓ સફળ રહ્યા હતાં. જહાજનો કેપ્ટનનો જીવ તો તેમના કબજામાં આવ્યો હતો.

તૂતક પર થઈ રહેલી ચહલ–પહલના કારણે કેટલાક નાવિકો અને જહાજના ઉચ્ચ અધિકારીઓ જાગીને ત્યાં આવી ગયા હતા. શું બની રહ્યું છે ? તેનો તેમને કંઈ પણ ખ્યાલ આવતો ન હતો. બળવો થયાનું તેમને ભાન થયું તો પણ શસ્ત્રો અને યોગ્ય આગેવાનીના અભાવમાં તેઓ કંઈ પ્રતિકાર કરી શકે તેમ ન હતું. તૂતક પર બની રહેલી ઘટનાના તેઓ માત્ર મૂક પ્રેક્ષક બની રહ્યાં.

અર્ધ નગ્ન અવસ્થામાં, બંધાયેલી સ્થિતિમાં, કેપ્ટન તૂતક પર પડ્યો હતો. બધાની નજર તેના પર હતી. એક સમયે તેના એક અવાજથી બધા કાંપતા હતા. તે જ નાવિકનો અત્યારે તે બંદીવાન હતો.

'કેપ્ટન બ્લિઘ..' ફ્લેચરે તુચ્છકારથી કહ્યું.– 'હું તને કેપ્ટનના હોદ્દા પરથી બેદખલ કરું છું. હવે આ જહાજનો નવો કેપ્ટન હું છું.'

'હું તારી આવી કોઈ વાત સ્વીકારવા તૈયાર નથી.'– કેપ્ટને ઉદ્ધંડતાથી કહ્યું.

'નકામો વિરોધ કરી મારો સમય બરબાદ ન કર' – કેપ્ટનને ઉતારી પાડતાં ફ્લેચર બોલ્યો, 'મારા એકલાનો નહીં, બાઉન્ટિના તમામ નાવિકોનો નિર્ણય છે. આપણે ઇંગ્લેન્ડથી નીકળ્યાં ત્યારથી અત્યાર સુધી મેં અને બીજા નાવિકોએ ઘણી વખત અમારી તકલીફો બાબતે તને ફરિયાદ કરી. તેનો યોગ્ય જવાબ તો શું, તેં તેને ધ્યાનમાં લેવાની પણ તસ્દી ક્યારેય લીધી નથી. અમારી સાથે તેં હંમેશા હિંસક અને ઘૃણાભર્યું વર્તન કર્યું છે. શું અમે તારા પાલતું કુતરા છીએ કે જ્યારે ઈચ્છે ત્યારે તું અમારું અપમાન કરે...? બદમાસો, દુષ્ટો, જૂઠ્ઠા, ચોર જેવા ઉતરતી કોટીના શબ્દો સિવાય તેં અમને ક્યારેય સંબોધન નથી કર્યું. તેમ છતાં અમે તારું બધું સહી લીધું. અમારી સાથેનું તારું વર્તન ક્યારેય માનવીય કહી શકાય એવું રહ્યું નથી. કઈકાલે તો તેં તારી ક્રૂરતાની હદ કરી. હું તારો સાથી, દેશવાસી, તારી આગેવાની હેઠળ મેં બે દરિયાઈ સફરો ખેડી છે. તારા કુટુંબીઓ સાથે પણ મારા સંબંધ છે. આવા ગાઢ સંબંધ છતતાં કેટલી નાની બાબતમાં કાલે તેં મને ગુનેગાર ઠરાવ્યો. કાદ ટોપલી ફળોની ચોરીનો તેં મારા પર આરોપ મૂક્યો. મારી એક વાત પણ તેં સાંભળી નહીં. નજીવી કિંમતના ફળો માટે તેં મને જહાજના ભંડકીયામાં કેદ કર્યો. અને ત્યારબાદ ચોવીસ કોરડા ફટકારવાની સજા કરી. પણ હવે બહુ થયું. આ દુનિયામાં બધાએ પોતાના કર્મોનું ફળ ભોગવવું પડે છે. અમારી સાથે તેં બહુ અમાનવીય વહેવાર કર્યો છે. મિ. બ્લિઘ..હવે અમારો વારો છે...! છેલ્લા દોઢ વર્ષથી વારંવાર થતાં અમારાં અપમાન, અન્યાય, ખોટા આરોપો અને તેની સજારૂપે અમે ભોગવેલા માનસિક અને શારીરિક ત્રાસની ખૂબ મોટી કિંમત તારે ચૂકવવી પડશે. તારા આ ગુનાઓનો ચુકાદો બધા નાવિકોના નિર્ણય ઉપર જ છે. તને તારા અપરાધ બદલ દોષિત ઠરાવવામાં આવે છે...મારા આ નિર્ણય બાબતે તમારું શું માનવું છે, મારા સાથીઓ...?'

'હા, એ જાલીમને જલદીથી મોતની સજા કરો...હા... એ ગુનેગાર છે આપણો...મૃત્યુદંડ..!.મૃત્યુદંડ..!' મોટાભાગના નાવિકો એક સાથે કેપ્ટનની વિરૂદ્ધમાં બોલવા લાગ્યા.

'કેપ્ટન બ્લિઘ..' ક્રિશ્ચયન ફ્લેચરે કહ્યુઃ 'ઘણા નાવિકોએ તને આગળના કૂવાથંભ પર સમુદ્ર અને આકાશની વચ્ચે ફાંસી આપવાનું સૂચવ્યું છે. જ્યારે કેટલાક તેને ચાબૂકના એટલા ફટકા મારવા ઈચ્છે છે કે જ્યાં સુધી તારો દુષ્ટ આત્મા તારા શરીરને છોડી જતો ન રહે. પણ તને ત્રાસદાયક મોત આપવા માટે મેં જૂદી જ સજા વિચારી છે. અને આ ગુનામાં તું એકલો જ ગુનેગાર નથી. તારા આદેશોનો અમલ કરનાર અને તારી હા માં હા પૂરાવી તારી ચાંપલૂસી કરનાર તારા સાથીઓ પણ એટલા જ ગુનેગાર છે. તારી સાથે એમને પણ સજા મળવી જ જોઈએ. હું તને આ અફાટ સમુદ્રમાં, એક નાનકડી નૌકામાં, તારા પાલતુ કૂતરાઓ સાથે છોડી દેવા માગું છું. આ વિશાળ સમુદ્રમાં ભૂખે અને તરસથી તડપી–તડપીને મોતને ભેટે એ જ તારે માટે યોગ્ય સજા છે. હવે પવનની દિશા જ તમારા જીવનની ગતિ નક્કી કરશે. જહાજ ઉપરની મોટી બચાવનૌકાને દરિયામાં ઉતારવામાં આવે.'

ક્રિશ્ચિયન ફ્લેચરના નિર્ણયથી વિદ્રોહી નાવિકોમાં ગણગણાટ થવા લાગ્યો. તો ફ્લેચરના નિર્ણયથી નાખુશ હતા. કોઈ પણ ભોગે નાવિકો કેપ્ટનને જીવતો છોડવા ઈચ્છતા ન હતા. ફ્લેચરની ઈચ્છા કેપ્ટનને વધુ તડપાવીને દર્દનાક મોત આપવાની હતી. પણ કેપ્ટનનો અંત પોતાની નજર સમક્ષ જ આવે તેવું નાવિકો ઈચ્છતા હતા. ફ્લેચરના નિર્ણયનો કેપ્ટનના ચહેરા પર કોઈ ભય દેખાયો ન હતો. તે બોલ્યો–

'નાવિકો અને જહાજના ઉચ્ચાધિકારીઓ..!' હજી પણ તેના અવાજમાં કેપ્ટનના રૂઆબનો પડઘો હતો.– 'રોયલ નૌકાદળના એક ઉચ્ચ અધિકારી અને આ જહાજના કેપ્ટન તરીકે તમારા આ વર્તાવની હું સખત ટીકા કરું છું. જહાજ પરની કોઈ પણ તકલીફોની ફરિયાદ માટેનો આ રસ્તો અયોગ્ય છે. જો સાચા અર્થમાં તમને જહાજ પર કોઈપણ તકલીફ હોય કે મારા નિર્ણયો સામે વાંધો હોય તો તેની ફરિયાદ તમો સફરના અંતે લશ્કરી ન્યાયાલયમાં કરી શકો છો. પણ મારી સામે વિરોધનું આ કૃત્ય અવિચારી અને મૂર્ખતાભર્યું છે. આ રીતે કેપ્ટન પર હુમલો કરી જહાજ પર કબજો મેળવવો એ કાયદાની ભાષામાં બળવો છે. જહાજ પર બળવો કરવો એ રાજદ્રોહ છે. રીતે તમે પોતાને વતન ક્યારેય પરત ફરી શકશો નહીં. કાયદાની નજરમાં તમે ગુનેગાર પૂરવાર થશો. તમારી સાતે દરિયાય ચાંચીયાઓ જેવો વ્યવહાર થશે. તેમને કરાતી સજા તમને પણ થશે. આ માર્ગે હાલમાં કે પછી અપમાનજનક મોત સીવાય બીજું કંઈ હાંસિલ નહીં થાય. ઈતિહાસમાં પણ તમે વિશ્વાસઘાતીઓ અને બળવાખોરો તરીકે જ ઓળખાશો. તમારા કેપ્ટન તરીકે, તમારું કર્તવ્ય ફરી યાદ કરાવતાં તમને હુકમ આપું છું કે, તમારી ફરજ પર પાછો ફરો...'

'અમને ખબર છે કે અમે શું કરી રહ્યાં છીએ...અને આ માર્ગ અમને ક્યાં લઈ જશે.' ચર્ચિલે કહ્યું.

'કેપ્ટનને સજા કરો....સજા કરો...'નકામી ચર્ચામાં વેડફાતો સમય બળવાખોર નાવિકોને પસંદ ન હતો. કેપ્ટનની સજાનો જડપથી અમલ કરવા માટે બધાએ એકસાથે નારા લગાવ્યાં.

'તમારી નજરોમાં હું તમારો ગુનેગાર છું તો જેવી તમારી ઈચ્છા...પણ મારા ગુનાઓની સજા માત્ર મને કરો...મારા અન્ય સાથીઓને નહીં. તેઓએ મારા હુકમોનો અમલ માત્ર ફરજના ભાગરૂપે કર્યો હતો...તેઓ મારાં કૃત્યો માટે ગુનેગાર નથી.'

અન્ય સાથીઓને સજામાંથી મુક્તિ આપવાની કેપ્ટનની આજીજી બળવાખોરોના હ્રદયમાં કોઈ દયા જન્માવી શકી નહીં.

ક્રિશ્ચિયનના હુકમનો અમલ કરવામાં આવ્યો. જહાજની સૌથી મોટી બચાવનૌકાને પાણીમાં ઉતરવા માટે તૈયારી શરુ કરવામાં આવી.

બળવાખોરો વચ્ચે એક બાબતનો વિવાદ હજી ચાલુ જ હતો. કેટલાક, કેપ્ટન અને તેના સાથીઓને જહાજ પર જ મોતને ઘાટ ઉતારવાના પક્ષમાં હતા તો કેટલાક તેમને ખોરાક પાણી વગર મધ્ય સાગરમાં ભૂખ્યા તરસ્યા છોડી દેવા ઈચ્છતા હતા. જ્યારે કેટલાકે તેમને થોડો ઘણો ખોરાકનો જથ્થો આપવાની તરફેણ કરી.

જે નાવિકોએ બળવામાં સાથ આપ્યો ન હોય અને તટસ્થ રહ્યાં હોય તેવા નાવિકોને પણ ચર્ચિલ અને અન્ય કેટલાક તેના સાથીઓને કેપ્ટન સાથે મધ્ય દરિયે છોડી દેવા ઈચ્છતા હતા. બળવામાં સાથ નહીં આપનારને પણ ચર્ચિલ ગુનેગાર સમજતો હતો. ચર્ચિલ પણ કેપ્ટનના જુલ્મોથી પીડીત હતો. તાહિનીમાં તેને ફટકારવામાં આવેલા ચાબૂકના ફટકાઓનું દર્દ તેની પીઠ પર હજી શમ્યું ન હતું. તે ફ્લેચર કરતાં પણ વધારે ગુસ્સામાં લાગતો હતો.

'હાવર્ડ, હાલેટ, ' ચર્ચિલના મત તરફ ધ્યાન આપવાના બદલે પોતાનો નિર્ણય લેતા ફ્લેચર આગળ બોલ્યો. 'નૌકામાં ચાલ્યા જાવ'

‘મેં તારું શું બગાડ્યું છે કે, તું મારી જોડે આવું વર્તન કરી રહ્યો છે. મહેરબાની કરી મને આવા કરૂણ મોતના મુખમાં ન ધકેલ’ હાવર્ડે આજીજી કરતા કહ્યું.

‘હવે આવા પસ્તાવાનો કોઈ અર્થ નથી. તને કહ્યું તેમ કર. નહીં તો મારે તારી સાથે બળજબરી કરવી પડશે. હાવર્ડ, તેની સાથે ફ્રેચર તું પણ...’

નાવિકો નૌકા તરફ જવાના બદલે કેપ્ટન બ્લિઘ તરફ આગળ વધ્યા. બધામાં સૌથી આત્મ વિશ્વાસમાં જણાતો ફ્રેચર ધીમેથી બોલ્યો.

‘કેપ્ટન, તમે જહાજ પર પુનઃ કબજો મેળવવા પ્રયત્ન કરવા માગો છો...., મને ખબર છે કે, બળવાખોરોનો સામનો કરવા આપણી પાસે શસ્ત્રો નથી. પણ તેના સીવાય મને બીજો કોઈ ઉપાય દેખાતો નથી. તેમનો સામનો કરવામાં આપણામાંથી કેટલાક માર્યા પણ જાય...પણ તેનાથી શું ફેર પડે છે..? તેમને તાબે થવામાં પણ આપણે મરવાનું જ છે. આપણે આ રીતે હાર માની લેવા કરતાં એક પ્રયત્ન તો કરી શકીએને... આ બાબતે તમારું શું માનવું છે...?’

બચાવ નૌકાને દરિયામાં ઉતારવાની તૈયારીમાં વ્યસ્ત બળવાખોરો સામે બાથ ભીડવાની કેપ્ટન અને તેના સાથીઓ તૈયારી કરી રહ્યાં હોવાની ગંધ ચર્ચિલને આવી ગઈ. તેણે કેટલાક વધુ સશસ્ત્ર બળવાખોરોને કેપ્ટન અને તેના સાથીઓ સામે તૈનાત કરી દીધા. અને જડપથી તેમને નૌકામાં ઉતારવા હુકમ કર્યો. સામો પ્રતિકાર થવાની શક્યતા જણાતાં એક પછી એક નાવિકોને બળજબરીથી નૌકામાં ઉતારવામાં આવ્યાં.

‘મિલવર્ડ, મુસપ્રાટ્ટ, બિરકેટ અને તમે બધા પણ...’ બળવામાં ભાગ નહીં લેનારા કેટલાક નાવિકોને ઉદ્દેશીને ક્રિશ્ચિયન બોલ્યો. ‘પેલી નૌકામાં લઈ લો. મોરીસન આ બધા પર નજર રાખ આ લોકો કંઈ ચાલાકી ન કરે. પરસેલ તું પણ...તને હું તારા સુથારી કામનો સામાન સાથે લઈ જવાની છૂટ આપું છું. તેને હું તારા સુથારી કામનો સામાન સાથે લઈ જવાની છૂટ આપું છું...તેને ઉઠાવ અને નૌકામાં જા.’

બે ધ્વજથંભો તેમના સઢ સાથે, તેને ખોડવાના ખીલા, કરવત, સઢ માટે વપરાતા કાપડના ટૂકડા, ચાર નાના પીપડા (જે દરેકમાં ચોવીસ ક્વૉર્ટ[2] પાણીના હતા.), એકસો પચાસ પાઉન્ડ[3] બિસ્કીટ, બત્રિસ પાઉન્ડ મીઠાંમાં સૂકવેલું ડુક્કરનું માંસ, છ બોટલ વાઈન, છ બોટલ રમ, કેપ્ટનની વાઈન પેટી વગેરે જેવા સાધન સરંજામ અને ખોરાકી પૂરવઠો પણ તેમને લઈ જવા દેવામાં આવ્યો.

તેમને બે-ત્રણ જૂની તલવારો પણ આપવામાં આવી. પરંતુ કોઈપણ પ્રકારનો દારુગોળો કે અગ્નિસામક વસ્તુઓ આપવામાં ન આવી.

‘પિટર હોયવૂડ અને સ્ટુવર્ડ ક્યાં છે... ?’ કેપ્ટન બ્લિઘે નૌકામાં જતાં પૂછ્યું. ‘શું તેઓએ પણ મારી સાથે દગો કરી બળવાખોરોનો સાથ આપ્યો છે...’

કેપ્ટનના માનીતા બંને સાથીઓએ તેની સાથે દગો કર્યો ન હતો. પણ તેમને કેપ્ટન સાથે નહીં મોકલવાનો ફ્લેચરે નિર્ણય લીધો હતો. તે તેમને જહાજ પર સાથે જ રાખવા માગતો હતો.

નિર્વાસનનો સમય આવી ગયો. કેપ્ટન બ્લિઘના ચહેરા પર ભય સ્પષ્ટ વર્તાઈ રહ્યો હતો. અફાટ સમુદ્રમાં નાનકડી નૌકા સાથે જીવતા બચવાની કોઈ સંભાવના જણાતી ન હતી.

‘ક્રિશ્ચિયન..’ કેપ્ટન નિરાશ થઈ બોલ્યો. ‘ હું તને ભૂતકાળમાં બનેલી ઘણી દુઃખદ ઘટનાઓ ભૂલી જવા અને અમને આવી ભયાનક સજામાંથી મુક્તિ આપવા આજીજી કરું છું...! મારું નહીં તો મારી પત્ની અને પરિવારનું તો તું વિચાર... જો હું આવા કરુણ મોતને ભેટીશ તો તેમનું શું થશે...? હું તારી સામે દયાની ભીખ માગું છું..’

'તારામાં દયા જેવી કી લાગણી હોય તો તારે આ દિવસ ક્યારેય ન જોવો પડેત. તેં માત્ર તારી પત્ની અને તારા પરિવારથી આગળ વધી બીજાની પત્ની અને પરિવારો વિશે વિચાર્યું હોત તો તેં ક્યારેય અમારી સાથે આવું અમાનવીય વર્તન ન કર્યું હોત. તું આવા અકાળ અને ભયાનક મોતને જ લાયક છે.'

કેપ્ટન સાથે અન્ય નાવિકે પણ ક્રિશ્ચિયન ફ્લેચર સમક્ષ દયાની ભીખ માંગી. તેમને માફી આપવા આજીજી કરી પણ તે બધું વ્યર્થ હતું. ફ્લેચર કોઈપણ ભોગે પીગળે તેમ ન હતો.

'મેં પણ તમારા જુલ્મો બહુ સહ્યા છે.' ફ્લેચર નિષ્ઠુરતાથી બોલ્યો.. 'મારા પર વીતાવવામાં આવેલ અસહ્ય ત્રાસને તમે ક્યાંથી સમજી શકશો. આખા પ્રવાસ દરમિયાન મારા પર ગુજારાયેલા અત્યાચારના તમે બધા પણ ગવાહ છો. ..ત્યારે તમે ક્યારેય મારે પક્ષે સહાનુભૂતિ નથી દાખવી. આ જહાજનો હું દ્વિતીય અધિકારી ! તમે મારી સાથે કૂતરા જેવું વર્તન કરતા હતા. પણ મને તેમાંથી મુક્તિનો મોકો મળી ગયો છે. આ ધિક્કારપાત્ર કેપ્ટનનું મોઢું હું ક્યારેય જોવા નથી ઈચ્છતો...પણ હું તમારા પર એક દયા કરું છું. તમને બચવા માટે એક તક આપવા માંગું છું...સ્મિથ, કેપ્ટનની કેબિનમાં જા. તેનાં કપડાં, તેની કેપ્ટન તરીકેની સનદ્, તેની જર્નલ, તેની અન્ય નોંધપોથીઓ વગેરે વસ્તુઓ લઈ આવ. તેમને મારી સમુદ્રી નકશાપોથી અને મારું સેક્સ્ટન્ટ[4]' પણ આપી દે. કેપ્ટનને પોતાને અને તેના સાથીઓને આ ગોઝારી સ્થિતિમાંથી બચવાની હું એક તક આપું છું.'

બળવાખોર નાવિકોની ઈચ્છા ન હોવા છતાં ક્રિશ્ચિયનના આ હુકમનો પણ અમલ કરવામાં આવ્યો.

'મોરીસન...નૌકાને પાણીમાં ઉતાર..' બાઉન્ટિના નવા કેપ્ટને હુકમ કરતાં કહ્યું. 'તેઓ હવે, ભગવાન ભરોસે છે.'

કેપ્ટન બ્લિઘ અને તેના બદકિસ્મત સાથીઓને બળવાખોર નાવિકોએ વિજયી નારાઓથી વિદાય આપી. બદલાની ભાવનામાં ભભૂકતો ક્રિશ્ચિયન પણ જહાજના કઠેડા પાસે ઊભો ઊભો નીચે ઉતારવામાં આવી રહેલી નૌકાને જોઈ રહ્યો હતો. તેની નજર ક્ષણભર પણ તેના પરથી ખસતી ન હતી.

આ સાહસી અધિકારી, જેમે અનેક કેપ્ટનોની આગેવાનીમાં અત્યાર સુધી ઘણી જહાજી સફરો ખેડી હતી. અને બધા કેપ્ટને તેની પ્રમાણિકતા, શૌર્યની પ્રશંસા કરી હતી. તે ક્રિશ્ચિયન ફ્લેચર જે તેની બદલાની જ્વાળાઓમાં કાર્યનિષ્ઠ નાવિકમાંથી બળવાખોરોનો સરદાર બની ગયો હતો. તેના આ કૃત્યથી તે તેની વૃદ્ધ માતા, તેની પત્ની કે તેના અન્ય સગાસંબંધીઓને ક્યારેય મળી શકવાનો ન હતો. તેના વતનની ભૂમિ પર તે ક્યારેય પગ મુકી શકવાનો ન હતો. હવે તેના રાષ્ટ્ર માટે તે એક દેશદ્રોહી, ચાંચિયો, બળવાખોર હતો. બદલાની ભાવનાના સમુદ્રમાં તે ડૂબી ગયો હતો. અને આખી જિંદગી ભાગેડું જીવન જીવવાનો હતો. એક બહાદુર અને વફાદાર નાવિક તરીકે દરેકની નજરમાં તેના માટે સન્માનની લાગણી હતી, તે બધાની આંખમાં ધિક્કારને પાત્ર બનવાનો માર્ગ તેણે પસંદ કર્યો હતો.

ક્રિશ્ચિયન ફ્લેચરની નજરોમાં ગુનેગાર કેપ્ટન અને તેના સાથીઓને સજા કરવાના ઈરાદાથી તેણે જે માર્ગ પસંદ કર્યો હતો તે તેને અંધકારમય ભવિષ્ય તરફ ઘસડી જવાનો હતો....

(આ રોમાંચક કથાનો વધુ ભાગ આવતા અંકે...)

પ્રકરણ–2. બચાવ નૌકાની સફર.

[1] બ્રેડ–ફ્રૂટઃ ઉષ્ણ કટિબંધના એક ઝાડનું સફેદ ગર વાળું ફળ

[2] ક્વોર્ટઃ આશરે 1 લિટર જેટલું માપ.

[3] પાઉન્ડઃ 1 પાઉન્ડ એટલે 453 ગ્રામ.

[4] સેક્સટન્ટઃ વહાણવટામાં વપરાતું ખૂણા માપવાનું સાધન.

---

**અનુવાદક– જીગર હર્ષદકુમાર શાહ, E-501, સેન્ટપાર્ક સોસાયટી, દેવચશા એપાર્ટમેન્ટ. ગુજરાત ગેસ સર્કલ, અડાજણ, સુરત–395009 ફોન–9426777001**

**Mail id:-** jhs143in@yahoo.co.in

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# પાણીની દીવાલ: માવજી માહેશ્વરી

ખુશાલિયા ક્યાં ગયો તું ? સાલ્લા હંમેશ સાથે લઈ આવે છે ને પછી હાથ છોડાવીને ચાલ્યો જાશ. તને તો ખબર છે કે હું એકલો રહી શકતો નથી. તેંમાંય આ ગાઢ જંગલ ! બાપ રે! આવડી ઊંડી ખીણ ? આ કોતરો, અને વેલી–વેલાથી છવાયેલાં ઝાડ, છળી ઉઠેલાં પંખીઓંના ચિત્કાર ! દિશા સુઝતી નથી. આ ખુશાલ ક્યાં ગયો હશે ?

– ખુશાલ..લ..લ...લ...લ..લ..

અરે! મારા ગળાને શું થયું ? અટલું બળ કરીને બૂમ પાડું છુ તોય અવાજ કેમ નીકળતો કેમ નથી ? અહીં આવ્યા પછી આ બધું શું થવા માંડ્યું છે ? ખુશાલ ક્યાં છો તું ?

હવે મારું શું થશે ? ક્યાંકથી કોઈ જંગલી જાનવર આવી ચડશે તો ? મને તો ઝાડ પર ચડતાંય નથી આવડતું. અને આવડા ઉંચા ઝાડ પર તો ચડતાંય બીક લાગે. કેટલા મોટા મધપૂડા લટકે છે. શી ખબર કેવા કેવા ઝેરી સાપ હશે આ જંગલમાં !

સાપ ! ! !

લે યાદ કરતાંની સાથે હાજર ! આ ચાલ્યો આવે કાળોતરો. ભાગું ? ભાગીશને પાછળ દોડશે તો ? ખુશાલ કહેતો હતો કે કેટલાક સાપ ઉડે. આ સાપ ઉડી શકતો હશે ? હાશ ! પાછો વળી ગયો. હું ક્યારેય આ જંગલમાં આવ્યો નથી. આ ખુશાલિયો સાલ્લો સાંઢ, પોતે એકલો ક્યાંય જાય નહીં. મને સાથે લઈ આવે ને પછી પુછાય ન કરે. હવે કદી એની સાથે ન આવું.

– એય નવલા આમ આવ. ત્યાં શું ઊભો છો પાળિયાની જેમ !

કઈ બાજુથી ખુશાલનો અવાજ આવ્યો ? શી ખબર ક્યાં લપાઈને બેઠો હશે. એક તો ધોળા દિવસે અંધારા જેવું લાગે છે. એય ખુશાલ ક્યાં છો તું ?

– ઉપર.. ઉપર જો..

મારો બેટો આ ખુશાલ ઝાડ પર ક્યારે ચડી ગયો ? એની સાથેતો બીજુંય કોઈક છે. આ લાલ ઓઢણી ને લીલો ચણિયો ? અરે ચંદા અહીં ક્યારે આવી ? અમારી સાથે તો ન હતી. સાલ્લી કેવી બેઠી છે હેં ! જાણે ડાળ પર હોલી બેઠી હોય

– ખુશાલ મારાથી એટલે ઉંચે નહીં પહોંચાય.

– તો જા ઘેર.

– પણ તમે નીચે આવો ને. મને બીક લાગે છે.

– ના, નીચે નથી આવવું. પેલું તળાવ હમણાં જ તુટવાનું છે. ઉપર આવી જા તો બચી જઈશ. તણાઈ જઈશ તો લાશ પણ નહી મળે. મળશે તો કોઈ ઓળખી નહીં શકે. કીડા પડશે માંચલી કોર. બચવું હોય તો ઉપર આવી જા.

રડવું આવે છે.આ ઝાડ તો કેવડુંય ઉંચું છે. ચડી નહીં શકાય. ખુશાલિયો ખોટાડો છે. જાણે સહદેવનો દીકરો. તળાવ એમ કંઈ તુટતું હશે. ને તુટે તોય પાણી આ બાજુ થોડું આવે, આ બાજુ તો ઉંચાંણ છે.

– નવલા ઉપર આવવું છે કે મરવું છે ?

– ખુશાલ ટોપા ન દે. તળાવ ભરાયું જ ક્યાં છે તે ફાટે.

– એય,ટેંણી. લપ મૂક ને ઉપર આવી જા. તને ખબર ન પડે. તળાવ તુટશે એટલે તુટશે. હું કહું છું ને બસ.

– પણ વગર પાણીએ?

– એ તળાવ છે ને તે........ ચાલ જવા દે તને ખબર નહીં પડે. તુ ઉપર આવી જા. ભાઈબંધ છો એટલે કહું છું.

આ ખુશાલિયો ઝાડ ઉપર ચડાવ્યા વગર છોડશે નહીં. ચડું બીજું શુ ? ખુશાલ હું ઉપર આવું છું.

– હા. શાબાશ !બરાબર પેલી ડાળખી ને પકડ. અરે પકડ નહીંતર પડી જઈશ. ઉપર તરફ બળ કર. તારા કરતાં તો આ જીગરવાળી છે કે અહીં સુધી પહોંચી આવી.

હાશ ! !

– સાલ્લા આટલે ઉંચે તે ચડાતું હશે ? અરે ! વાહ ! અહીંથી તો બધુંય દેખાય છે.આપણું ગામ, સીમ, ખેતરો, તળાવ બધું જ દેખાય છે. પણ આ ચંદા મોઢું ઢાંકીને કાં બેઠી છે ?

– એના આજે લગ્ન થયા છે એટલે. એણે મોઢું ઢાંક્યું નથી બબુચક, ઘૂંઘટ કાઢ્યો છે. પણ તને ખબર ન પડે.

– એય ચંદા મોઢું બતાવ. હું તો તારો ભાઈ છું ને ?

– એમ ? લે મને ખબરેય નથી. નવલા તેં એને બેન ક્યારે બનાવી હેં ? તો લે જોઈ લે મોં.

– ખુ....શા....લ.... આ ચંદા નથી. આ ચંદા નથી. આ ચંદાની લાશ છે. જો, જો એની ચામડી સાવ સુકાઈ ગઈ છે. લોહી ઉડી ગયું છે. તું આ મરેલીને ઉપર કઈ રીતે લઈ આવ્યો?

– નવીન તું હવે મને ભાભી કહીશ ને ?

– અરે ! આ તો અસ્સલ ચંદાનો અવાજ છે. પણ ચંદા તું.. ચંદાડી તું તો.......

– એય.. ગાંડા, તું મારો લાડલો દિયર છો ને ? આમ તો જો. જો મારું મોં તો જો.

ચંદાનો હાથ એકદમ ઠંડો ! જાણે તાજું તોડેલું ચીભડું. લીસ્સું લીસ્સું. પણ ચંદા આ રીતે હાથ ફેરવે એ મેં આજે જાણ્યું. આવડી મજા આવે ? ચંદાની બંગળી ગળાને અડકેને કંઈક થાય છે. ચંદા આવી ક્યારેય ન્હોતી. શું લગ્ન થઈ ગયા એટલે બદલી ગઈ? એની પાતળી પાતળી આંગળીઓ, કાનમાં ચમકતા કાંપ, ગળાના હાડકા પરનું તલ, ગાલ પર ત્રોફાવેલું છુંદણું ! ચંદા આટલી સરસ છે ! એના ગાલ કેવા લાલ થઈ રહ્યા છે. કદાચ લગ્નને લીધે આવું થતું હશે. પણ ચંદાનું પોલકું તો ફાટેલું છે. બરાબર ત્યાં જ. ગોરો ગોરો વળાંક દેખાઈ રહ્યો છે. જાણે મગની નાની ઢગલી. પાછી હસે છે કેવી ! પેલ્લા આવું ન્હોતી હસતી. આ

ખુશાલિયો તળાવને જ જોઈ રહ્યો છે. શું કે'તો તો એ ? તળાવ ફાટશે.બાપાનું વાણ ! તળાવ તે એમ ફાટતું હશે. પીરાણું તળાવ છે.

– ખુશાલ તું કહેતો હતો ને કે તળાવ ફાટશે. પણ વગર વરસાદે ?

– નવલા તને ખબર ન પડે. ચુપ બેસ.

– પણ તું કહે તો ખબર પડે ને.

– એ તળાવમાં ગયા દુકાળ વખતે એક કુકર્મ થયું છે.

– કુકર્મ એટલે ?

– એટલે જ કહું છું તને ખબર ન પડે. તું બેસીને જોયા કર. જોજે હમણાં તળાવનું પાણી ઉપર ચડવા માંડશે.પછી પાળ પરથી છલકાઈને વહેવા માંડશે. પાળ ઝાઝી વાર ટકી નહીં શકે.

– ચંદા આ ખુશાલિયો કેવા ટોપા મારે છે નહી ? અરે ! ચંદા તું રડે છે કાં ? જવાબ દે ને ચંદા તુ શા માટે રડે છે ?

– એને રડવા દે નવલા. એ ભલે રડે.

– ખુશાલ તું મને કે'તો ખરો આ બધું શું છે. સાલ્લા હું હવે તારી સાથે કદી નહીં આવું. તું મને બીવરાવશ. ચંદા તમારા બેય સાથે મારા કીટ્ટા. હું જાઉં છું.

– હવે બેસને જાવાવાળી. નીચે ઉતરીશ તો તણાઈ જઈશ.

– તો મને એ તળાવવાળી વાત કહે.

– એ તળાવમાં છે ને તે એક નાના છોકરાને, મતલબ તાજા જન્મેલા છોકરાને એની માએ જીવતો દાટી દીધો છે. એ છોકરો અત્યારે જાગશે. એ પાતાળ તોડી નાખવાનો છે. પાતાળનું બધું પાણી ઉપર આવશે. આ ગામ, મંદીર, ઘર બધું તણાઈ જશે. આપણને ત્રણને કાંઈ નહીં થાય. આપણને ખબર છે એટલે.

– હેં ? તો મારા બાપા, મા, ભાઈ, બેન એ બધા ?

– બધા મરી જવાના. જો નવલા. પાણી ઉપર ચડી રહ્યું છે. દેખાય છે તને ? જો તો ખરો પાણી કેવું ચમકે છે.

– હેં ! હા મારું બેટું ગજબ કેવાય. ખુશાલ તને ખબર હતી તો તારે બધાને કહી દેવું જોઈએ ને. હાલ આપણે હડી કાઢીને ગામમાં જઈને બધાને કહી દઈએ.

– કોઈને કાંઈ નથી કહેવું. ભલે મરતા બધા. પાણી ઓસરી જશે પછી આપણે ત્યાં જઈશું. નવેસરથી ગામ વસાવશું. હું બે ઝુંપડી બનાવીશ. એકમાં તું રહેજે. એકમાં હું ને ચંદા રહેશું.

પાણી ખરેખર ઉંચે ચડી રહ્યું છે. ચંદાની આંખોમાં બીક દેખાય છે. લે એણે તો મારો હાથ પકડી લીધ. એની બંગળી તડ અવાજ સાથે તુટે છે. ચંદાની આંખો પહોળી થાય છે. ખુશાલિયો રાજી થાય છે. જો નવલા જો. તળાવ છલકાવા માંડ્યું છે. જોજે હમણાં જ પાળ તુટી સમજ. તમે બેય ડરતા નહીં.આપણને કાંઈ નહીં થાય. ખુશાલ રાક્ષસની જેમ હસે છે. આખું ગામ ખલાસ થઈ જવાનું છે ને એને હસવું આવે છે. બિચારી મારી મા... આ ચંદાની વિધવા મા.....

– નવલા તળાવ તુટયું. ખુશાલિયો કિકિયારીઓ પાડે છે.

– ખુશાલ મારી મા મારા નામની ચીસો પાડતી હશે. એ મારા વગર મરી પણ નહીં શકે. મને જાવા દે. ચંદા ચાલ આપણે ભલે તણાઈ જઈએ. ચાલ આપણે હાલ્યા જઈએ. બધા મરી જશે તો આપણે બચીને શું કરશુ ?

ભયંકર વેગથી તળાવનું ડહોળું પાણી ધસ્યે જાય છે. જાણે કોઈ ભેખડ દોડતી જાય છે. મારગમાં જે આવે તેને ઘસડતી જાય છે. તળાવ ખાલી જ થતું નથી. જેટલું પાણી વહી જાય છે, એટલું જ પાતાળમાંથી નીકળી રહ્યું છે. ખુશાલિયો સાચો હતો. પણ એને એવડી ક્યાંથી ખબર ? કોનું હતું એ છોકરુ ? પેલી તરફ ગામમાંથી બુમરાડ ઉઠી છે. પાણી આ તરફ પણ આવી રહ્યું છે. આ ઝાડ ઉખડી પડશે તો ? ખુશાલિયો આવડો રાજી શેનો થાય છે સાલ્લો નમક હરામ. એને ખબર નથી કે આખું ગામ તણાઈ રહ્યું છે. અને આ ચંદા મને શા માટે વળગી પડી છે. એને ઓચિંતું કેવું ગાંડપણ સુઝ્યું છે. એના ગળા પર આછો આછો પરસેવો વળવા લાગ્યો છે. કાન પાસેની રુંવાટી ઊભી થઈ ગઈ છે. એની ઓઢણી ખસી ગઈ છે. ખુલ્લી લીસ્સી પીઠ વચ્ચેથી જાણે સાંકળો ધોરિયો. ઉપરથી છેક નીચે સુધી..... અરે! અરે ! એક તરફ મરવાની ઘડીઓ ગણાઈ રહી છે ત્યારે તને આ શું સુઝ્યું છે ? અને તેય ખુશાલની સામે જ..

– નવલા પકડજે આ પાણી આવ્યુ.

– ચંદા પકડજે.ચંદા સંભાળ ઝાડ નમે છે.

– નવીન, મારા નવીન તું.....

– ઓહ ! ચંદા તેં આ શું કર્યું ? તેં ખુશાલને ધક્કો મારી પાડી દીધો ? હવે ખુશાલ બચશે નહીં.

– નવીન, એય ગાંડા. આખો તો ખોલ. ક્યાં છે પાણી? બધું એમને એમ જ છે. જો પેલું આપણું તળાવ, આપણું ગામ, આપણાં ઘર. કોઈ તળાવ નથી તુટ્યું. ચાલ હું તો નાનપણ થી તારી વાટ જોઉં છુ.

ઓહ ! નો.

બારીમાંથી તડકો આવે છે. આ ભાદરવોય કાંઈ તપ્યો છે ને. સાલ્લું ગળામાં તિરાડ પડી જાય તેવી તરસ લાગી છે. પાણી ! ક્યાં છે પાણી ? ઓહ ! આ ભીંતો પરથી હવે પોપડા ખરવા માંડ્યા છે. મકાન મરામત માગે છે. વર્ષો જૂની ખુરશીઓ, સનમાયકા ઉખડી ગયેલું ટેબલ, પાછળ રહી જતું ઘડિયાળ, આઉટ ઓફ ડેટ થઈ ગયેલી ચીજ વસ્તુઓ... ઝાંખો થઈ ગયેલો ફોટો... રોજ નાં આ દૃશ્યો !

આંખો કેમ ફાટી ગઈ છે ? કોઈ બિહામણું સપનું નથી જોયું ને !

– ચંદા ક્યાં ગઈ ?

– હેં ? કોણ ચંદા ? ઊંઘમાં તો નથી ને ?

– ચંદા.. ઓહ નીપા... નીપા ક્યાં ગઈ ? પાણી આપ. ગળુ સુકાઈ રહ્યું છે. એક માટલું ઉપર રાખતાં શું થાય છે ?

– તે માણસ પંખો તો ચાલુ કરે. આ પંખો શું શોભા સારું રાખ્યો છે ! તમારા સાહેબનો ફોન હતો. હમણાં જ બોલાવ્યા છે.

–હા પણ નીપા ક્યાં ગઈ ? તને કેટલીય વાર કહેલું છે કે, એ ક્યાં જાય છે એનું ધ્યાન રાખતી જા. અને સાહેબને એમ ન કહી દેવાય કે બહારગામ ગયા છે.

– મને શું ખબર કે એવું કહેવાનું હશે. ઠીક છે, પગાર થયો ?

– તું ચા બનાવ એટલામાં કદાચ થઈ જશે.

– જાઉં છું.એમા વડચકા શેને ભરો છો ?

– આ સાહેબ,જાડિયો સાલ્લો !

કરે એક ને ભરે બીજો. ઉપરથી રોજની ધમકીઓ. આમ કરો, તેમ કરો. રાતે દિવસે ગમે ત્યારે હાજર થાવ. થાકી જતા હો તો નોકરી મુકી દયો. સરકાર મફતનો પગાર નથી આપવાની સમજ્યા ? બીપી વધી જતું હોય એનું આ ખાતામાં કામ નથી. આ સહી તમારી જ છે ને ? આ રીપોર્ટ તમારો જ છે ને ? હવે દેજો જવાબ !

– પણ સાહેબ કોઈ મારી સહી કરી નાખે તો મારે શું કરવું ?

– એ બધું સાબિત કરવું પડે, કાયદા અને સજાઓની તમને ખબર જ હશે. કે એય મારે કહેવું પડશે ?

ઓહ ! આ બધું !ચંદા.. ચંદા.. ક્યાં છો તું ? અને ક્યાં છે આપણું ઝુંપડું ? આપણું ગામ ?

---

**માવજી માહેશ્વરી, સારંગ, મહાદેવ નગર ૧૯૯/૬, અંજાર, કચ્છ. મોબાઈલ ફોન નં. ૯૮૨૫૭૨૫૫૯૬ E mail - hemmrug@yahoo.co.in**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# સ્વર્ણિમ ગુજરાતઃ ઉચ્ચ શિક્ષણની વિકાસયાત્રાના 50 વર્ષઃ એક દૃષ્ટિપાતઃ ડો. નરેશ શુક્લ

'હું માનું છું કે, એક માણસ આધ્યાત્મિકતા પ્રાપ્ત કરે તો તેની સાથે આખી દુનીયાને પણ એ લાભદાયી થાય છે. અને એક માણસનું જો પતન થાય તો એટલા પ્રમાણમાં આખી દુનીયાનું પણ પતન થાય છે.'[1]

સમાજ અને એ દ્વારા દેશનું સમગ્રલક્ષી ઘડતર ઇચ્છતા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીનું આ વિધાન મૂર્તિમંત કરવા ઇચ્છતાં શિક્ષણશાસ્ત્રીઓ અને રાજપુરુષોના સહિયારા પ્રયાસોના પરિપાકરુપે વિશ્વમાં આજે ભારત અને એમાંય ગુજરાતમાં શિક્ષણ લીધેલા વિદ્યાર્થીઓની આગવી ઓળખ બની રહી છે. ગુજરાતમાં વ્યવસ્થિત અને પદ્ધતિસરના એકસૂત્રી શિક્ષણ વ્યવસ્થાનો ઇતિહાસ બહુ મોટો નથી. સદી, સવા સદીના ટૂંકા ગાળામાં અને એ પણ સ્વાતંત્ર્ય પછીના અડધી સદીના સાવ અલ્પ કહી શકાય એટલા વર્ષોમાં આપણે વિશ્વ સામે ગર્વથી માથું ઊંચું કરી શકીએ એવું કાઠું કાઢ્યું છે.

પાયાના શિક્ષણને ફરજિયાત કર્યા પછી સાક્ષરતાનો દર ક્રમશઃ ઝડપથી વધી રહ્યો છે. સમાજના સર્વ ક્ષેત્રોમાં જનજાગૃતિ આવી રહી છે. દેશના ઘડવૈયાઓએ સેવેલા રાષ્ટ્રની કલ્પના મુજબ છેવાડાના માણસો સુધી સર્વાંગી વિકાસ પ્રસરી રહ્યો છે. એની નોંધ વિશ્વના દેશોએ લેવી પડે એવી સ્થિતિ સર્જાઇ રહી છે.

મુંબઇ રાજ્યથી અલગ પડેલું ગુજરાત રાજ્ય પચાસ વર્ષ પૂરા કરવા જઇ રહ્યું છે ત્યારે આ પચાસ વર્ષમાં ઉચ્ચ શિક્ષણની સ્થિતિ કેવા કેવા સ્વરુપે વિકસી છે, કેવા કેવા ફેરફારો સાથે વ્યાપક બની રહી છે તે જોવા–સમજવાનો અહીં પ્રયાસ કરવામાં આવ્યો છે. આ સંદર્ભે કેટલીક ઉપલબ્ધ માહિતીઓ અહીં મુકી રહ્યાં છીએ.

### સ્વાતંત્ર્ય પૂર્વે ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણની સ્થિતિઃ

ઇ.સ. 1785થી 1854ના ગાળામાં બ્રિટિશ રાજ્ય દ્વારા શિક્ષણ આપવાની યોજનાની પૂર્વ તૈયારીનો ગાળો ગણી શકાય. એ અરસામાં ભારતની જેમ જ ગુજરાત રાજ્ય અનેક નાનાં મોટાં રજવાડાઓમાં વહેંચાયેલું હતું. અને દરેક રાજવીઓ પોતાના વિચારો, જરુરુયાતો મુજબ શિક્ષણ લેતા, શિક્ષણ આપવાની વ્યવસ્થા કરતાં. એમાં એક બાબત સર્વ સામાન્ય હતી કે ત્યારે સમાજના નીચલા ગણાતા વર્ગો માટે અને સ્ત્રીઓ માટે શિક્ષણની કોઇ જ વ્યવસ્થા કરવામાં આવતી નહોતી. એ સમયે જે તૂટી–ફૂટી કે અવ્યવસ્થિત એવી શિક્ષણ વ્યવસ્થા હતી તેની કેટલીક લાક્ષણિકતાઓ નીચે મુજબની જોવા મળે છે.

1. એક બાજુ હિન્દુ –મુસ્લીમો પોતાની પ્રાચીન સંસ્કૃતિઓનું રક્ષણ–સંવર્ધન થાય તેના પ્રયત્નરુપે, તો કેટલોક વર્ગ અંગ્રેજોના સંપર્કથી પ્રેરાઇને પાશ્ચાત્ય સંસ્કૃતિને સ્થાપવા, ફેલાવવા પર ભાર મુકનારો નીવડ્યો. એ વર્ગ દ્વારા યુરોપી વિદ્યાઓ, સાહિત્ય અને વિજ્ઞાનના ફેલાવા પર

ભાર મુક્યો. ઈ.સ.1835માં લોર્ડ મેકોલોના લેખપત્રથી પ્રેરાઇને અંગ્રેજી ભાષા દ્વારા યુરોપિયન સાહિત્ય અને વિજ્ઞાનનો ભારતીય પ્રજામાં ફેલાવો શરુ થયો.

2. એક બાજુ ગામઠી શાળાઓ ચાલતી, એની સમાન્તરે નવા પ્રકારની શાળામાં અંગ્રેજી શિક્ષણ આપવાનું શરું થયું.
3. આ ગાળામાં આ પ્રકારની શાળાઓ હતી. પ્રાથમિક શાળાઓ, ગામઠી શાળાઓ, અંગ્રેજી શાળાઓ અને કોલેજો.
4. ખાનગી શાળાઓને પ્રોત્સાહન આપવા સરકાર તરફથી ગ્રાન્ટ ફાળવવામાં આવતી.
5. અંગ્રેજી ભાષા અને પશ્ચિમની વિદ્યાઓની કેળવણી ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે કેળવણીની નીતિ બની. બંગાળ, મદ્રાસ, મુંબઈ અને નોર્થ વેસ્ટ – આ ચારેય પ્રાન્તોમાં એન્જિનિયરીંગ કોલેજો સ્થાપવામાં આવી.

### ઈ.સ. 1854થી 1919

1854ના વૂડના વટ હુકમથી વર્તમાન કેળવણી પ્રથાના મંડાણ થયા. પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટી જેવા ક્રમબદ્ધ શિક્ષણ કક્ષાઓનું નિર્માણ કરવામાં આવ્યું. ઉપરાન્ત શિક્ષણના માધ્યમ તરીકે ભારતીય ભાષાઓને સ્થાન મળવા માંડ્યું. તાલીમ, અને ધંધાદારી કેળવણીને સરકારનું પ્રોત્સાહન મળવા માંડ્યું.

થોડા પ્રસરેલા શિક્ષણ અને વિદેશગમન શરુ થવાના કારણે પણ જે જાગૃતિ આવતી ગઈ તેના પરિણામ સ્વરુપ અંગ્રેજો દ્વારા અમલમાં મુકવામાં આવેલી શિક્ષણ વ્યવસ્થા સામે અસંતોષ જાગતો ગયો. ખાસ કરીને સ્વાતંત્ર્યની ચળવળોએ આ વિચારોને વેગ આપ્યો. પરિણામે ગુજરાતમાં અને પછી એ દ્વારા દેશમાં રાષ્ટ્રીય કેળવણીની ભાવના પ્રસરાવવા માટે થઇને પહેલીવાર 1916ના અરસામાં એક પરિષદ ભરાઈ હતી. કેળવણીના પ્રવાહને દેશની સાંસ્કૃતિક અસ્મિતા તરફ વાળવાના પ્રયત્નો ત્યારથી શરુ થયા. એ જ વર્ષોમાં દેશવ્યાપી બનવા લાગેલા ગાંધીજીના નેતૃત્વ અને પ્રેરણાથી 1920માં અમદાવાદ ખાતે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી. આ વિદ્યાપીઠના ઉદેશો સ્પષ્ટ હતા– "સ્વરાજ્યની પ્રાપ્તીને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકરો તૈયાર કરવા."[2] આવા સ્પષ્ટ ઉદેશ સાથે શરુ થયેલી ગૂજરાત વિદ્યાપીઠે અંગ્રેજી કેળવણીને અસહકાર આંદોલન દ્વારા અવરોધીને ક્રાન્તિની જ્યોત જલાવી હતી.

ગુજરાતના ઉચ્ચ શિક્ષણમાં વડોદરામાં સ્થપાયેલી (અગાઉ બરોડા કોલેજ [3] ) 'મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી' પોતાની આગવી સુદીર્ઘ પરંપરા, તેજસ્વી અધ્યાપકો, વિદ્યાર્થીઓ વડે વિશ્વ ખ્યાત બની રહી છે. સર પ્રતાપસિંહ ગાયકવાડ દ્વારા શરુ કરાયેલી આ યુનિવર્સિટીમાં તૈયાર થયેલા અનેક વિદ્યાર્થીઓ જગવિખ્યાત બન્યાં છે. વડોદરા રાજ્યના 1930–31ના સરકારી રિપોર્ટ પ્રમાણે કોલેજમાં શિક્ષણ લેવા માટે શિષ્યવૃત્તિઓ પાછળ ત્યારે રુ.23,607 નો ખર્ચ થયો હોવાનો અહેવાલ મળે છે! આ ઉપરાંત જૂદા જૂદા વિષયોના અભ્યાસ માટે – ખેતી, બાગાયત, સૂપશાસ્ત્ર, ગાયનશાસ્ત્ર, ઘડીયાળકામ, વિદ્યુતશાસ્ત્ર, યંત્ર, મુદ્રણકળા, કેળવણી, કાયદા, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન, વેદાંત અને પુસ્તકાલયવિદ્યાના અભ્યાસ માટે વિદ્યાર્થીઓને રાજ્યના ખર્ચે પરદેશ મોકલવાની મહારાજા દ્વારા વ્યવસ્થા કરાતી હોવાના દસ્તાવેજો ઉપલબ્ધ છે !

સૌરાષ્ટ્રમાં ઈ.સ. 1870માં રાજકુમાર કોલેજની સ્થાપના સાથે ઉચ્ચ શિક્ષણનો યુગ શરુ થયો [4]. નામ પ્રમાણે જ આ કોલેજમાં સૌરાષ્ટ્રના અનેક રજવાડાઓના રાજકુમારો અભ્યાસ કરતા હતા. આ કોલેજમાં શિક્ષણ લીધેલા રાજકુમારોને શિક્ષણનું મહત્વ સમજાયું અને એમાંથી જ પ્રગતીવાદી વિચારોનો સંચય થયો. એ રીતે આ કોલેજ સૌરાષ્ટ્રના વિકાસમાં કેન્દ્રરુપ કાર્ય કરે છે. જો કે, આ કોલેજ નામ હોવા

છતાં ત્યાં સિનિયર કેમ્બ્રિજ એટલે મેટ્રિક્યુલેશન સમકક્ષ અભ્યાસની જોગવાઈ જ હતી. એટલે કે ખરેખર તો માધ્યમિક શિક્ષણ જ આપવામાં આવતું હતું. કોલેજ શિક્ષણની સાચી શરુઆત છેક 1885માં ભાવનગરમાં સ્થપાયેલી શામળદાસ કોલજની સ્થાપના સાથે જ થઇ ગણાય.

ગુજરાતની સૌથી મોટી યુનિવર્સિટી ‘ગુજરાત યુનિવર્સિટી’ વિસ્તાર અને વિદ્યાર્થીઓની સંખ્યા બાબતે પણ હજી આજે પણ વિશ્વભરમાં નામ ધરાવે છે. આ યુનિવર્સિટીની સ્થાપના આઝાદી પૂર્વે ઇ.સ. 1949માં થઇ હતી. આ યુનિવર્સિટીમાંથી ક્રમશઃ છૂટા પડીને સ્વતંત્ર અસ્તીત્વ ધરાવતી યુનિવર્સિટીઓની સંખ્યા પણ અડધો ડઝન થવા જાય છે.

પહેલી મે 1960માં મુંબઇ રાજ્યથી અલગ પડ્યા પછી ગુજરાત વિધાનસભા દ્વારા જે યુનિવર્સિટીઓને માન્યતા આપવામાં આવી છે તેની વિગતો નીચે મુજબ છે.[5]

| ક્રમ | યુનિવર્સિટીનું નામ | વિધાનસભાની મંજૂરી | રાજ્યપાલશ્રીની મંજૂરી | નોંધ |
|---|---|---|---|---|
| 1 | ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ | તા. 24-03-1961 | તા. 29-03-1961 | આઝાદી પહેલા મૂળ સ્થપાયેલ |
| 2 | મહારાજા સંયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા | તા. 26-09-1963 | તા. 31-10-1963 | મૂળ સ્થાપના આઝાદી પહેલા |
| 3 | સરદાર વલ્લભભાઇ પટેલ યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર | તા.29-09-1963 | તા. 31-10-1963 | |
| 4 | વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત. | તા. 06-12-1965 | તા. 30-12-1965 | – |
| 5 | સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ | તા. 10-12-1965 | તા. 30-12-1965 | |
| 6 | ભાવનગર યુનિવર્સિટી, ભાવનગર | તા. 31-03-1978 | તા. 11-04-1978 | |
| 7 | શ્રી હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણ | તા. 29-08-1986 | તા. 10-09-1986 | |
| 8 | ડો. બાબાસાહેબ આંબેડકર ઓપન યુનિવર્સિટી, અમદાવાદ | તા. 11-02-1994 | તા. 10-03-1994 | |

| ક્રમ | યુનિવર્સિટીનું નામ | વિધાનસભાની મંજૂરી | રાજ્યપાલશ્રીની મંજૂરી | નોંધ |
|---|---|---|---|---|
| 9 | શ્રી શ્યામજી કૃષ્ણ વર્મા કચ્છ યુનિવર્સિટી, ભૂજ | તા. 26-02-2003 | તા.01-03-2003 | |
| 10 | સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી, વેરાવળ | તા. 17-03-2005 | તા. 01-03-2005 | |

આ યુનવર્સિટીઓમાંથી અનેક વિશ્વ વિખ્યાત વિદ્યાર્થીઓ તૈયાર થયા છે. સમાજના વિવિધ સ્તરોએ કામ કરતાં હજ્જારો નાગરિકોમાં જીવનરસ અને જ્ઞાનરસ ભરનારી આ યુનિવર્સિટીઓના પ્રદાનને કોઇ આંકડાઓ કે ચોક્કસ આંગળી ચીંધીને બતાવવા જઇએ તો સ્વભાવિક જ એક લેવા જતાં અગીયાર બાબતો છૂટી જવાનો સંભવ છે. વિદ્યાધામોનું મુલ્ય સમાજની તંદુરસ્તી, એની સંસ્કારીતા, સમાજમાં વ્યાપેલ સુખ–સગવડો અને નીતિમત્તાના આધારે જ થતું હોય છે. ગુજરાતની આ યુનિવર્સિટીઓ એ પ્રકારના નાગરિકોના ઘડતરમાં કેટલી સફળ નીવડી છે એ આપણે ગુજરાતી સમાજના જીવાતા જીવન પર નજર નાંખીએ ત્યારે ખ્યાલ આવતો હોય છે.

ગુજરાત રાજ્યના સ્થાપના પછી તરત જ રચાયેલી સરકારમાં એ વખતના પ્રખર ગાંધીવાદી અને સમાજસેવક બબલભાઇ મહેતાને શિક્ષણ મંત્રી થવાની ઓફર કરવામાં આવી ત્યારે એમણે નમ્રતાથી અસ્વીકાર કરતાં કહેલું કે, મારી દ્દષ્ટિ એટલી દીર્ઘ નથી કે આવનારાં પચાસ–સો વર્ષ પછી મળનારાં પરિણામોની કલ્પના હું કરી શકું. હું કૃષિમંત્રી થવાનું પસંદ કરું. કેમકે, મારા વાવેલાને થોડાં જ સમયમાં ઉગેલા જોઇ શકું અને હું કંઇક ભૂલ કરતો હોય તો ભૂલ સુધારી શકું. શિક્ષણમાં પરિણામ બહુ મોડું મળતું હોય છે અને ભૂલ થાય તો સુધારો કરવામાં બીજી બે પેઢી ભૂલનો ભોગ બનતી હોય છે. જે પ્રદેશમાં આવી સમજ વાળા મહાનુભાવો હોય ત્યાં સ્વભાવિક જ ઉજ્જ્વળ ભાવિની અંધાણી દેખાય.

ગુજરાતમાં પદ્ધતિરસના શિક્ષણને હજી કંઇ વધારે વર્ષો ગયા છે એવું ન કહી શકીએ. સદી– સવા સદીમાં કદાચ માળખાગત સુવિધાઓ પુરતા પ્રમાણમાં ઊભી કરી શક્યા કહેવાય. પરંપરા અને આવનારી જરુરિયાતોને ધ્યાનમાં રાખીને શિક્ષણનીતિઓમાં સતત સુધારા વધારા કરવામાં આવી રહ્યાં છે. સાંપ્રતની જરુરુયાતો અને વિઝનરી શિક્ષણના સુમેળ વડે રાજ્યના વિદ્યાર્થીઓને કેળવણી આપવાના આ સામુહિક કાર્યમાં રાજનેતાઓ, અધિકારીઓ અને શિક્ષણવિદ્થી માંડીને વિદ્યાર્થીઓ સુધીનાનો પ્રયાસ અવશ્ય આશાસ્પદ રંગ લાવશે. એ નક્કી છે. કેમકે, ઉદેશ ઉમદા છે.

**ભારતના ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે લોકભાગીદારીનો ઉત્તમ નમૂનોઃ–**

આગળ જોયું તેમ ગુજરાત કોલજની સ્થાપના અને વિકાસમાં અમદાવાદના નગરશ્રેષ્ઠીઓનું પ્રદાન ન ભૂલી શકાય તેવું છે. વડોદરાના મહારાજા અને ભાવનગરના મહારાજા, જૂનાગઢના નવાબ દ્વારા કોલેજોની સ્થાપના કરવામાં આવેલી તે રાજ્ય પ્રેરીત હતી પણ ગુજરાત કોલેજ, ગૂજરાત વિદ્યાપીઠ, એમ.એન.કોલેજ, ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનામાં પ્રત્યક્ષ લોકભાગીદારી રહેલી છે. સર ચીનુભાઇ અને શેઠ લાલભાઇ દલપતરાય જેવા ગુજરાતના અનેક દાનવીર શ્રેષ્ઠીઓના આર્થિક અને જમીનના દાનરુપી પ્રયત્નોના કારણ ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણનો મજબૂત પાયો નંખાયો છે.

ગાંધીજીના ટ્રસ્ટીશીપના સિદ્ધાંતને સૌથી વધું મૂર્તિમંત કરતું રાજ્ય ગુજરાત રહ્યું છે. ભારતના અન્ય રાજ્યોની સરખામણીએ ગુજરાતમાં સરકારી કોલેજોની સામે ટ્રસ્ટની કોલેજોની સંખ્યા ત્રણ ગણી છે– એનાથી વધારે લોકભાગીદારનો ઉત્તમ નમૂનો ક્યાંય જોવા મળે નહીં. છેલ્લા દાયકામાં સેલ્ફ ફાઈનાન્સ કોલેજો અસ્તીત્વમાં આવી તે પહેલા અને પછી પણ સરકારશ્રીએ ઉચ્ચ શિક્ષણના વિકાસમાં લોકભાગીદારીને સાથે રાખીને ઉત્તમ શિક્ષણનો વ્યાપ વધારવા પ્રયત્નો કર્યા છે.

બીજા રાજ્યોમાં સરકારશ્રી દ્વારા સંચાલિત કોલેજોની સંખ્યા 80 ટકા ઉપર હોય છે જ્યારે ગુજરાત એક એવું રાજ્ય છે જ્યાં સરકારી કોલેજોની સંખ્યા માંડ પાંચ ટકા જેટલી છે, મોટાભાગની કોલેજો વિવિધ ટ્રસ્ટ અને મંડળો દ્વારા સંચાલિત છે.

**સરકારી કોલેજોઃ–**

ટ્રસ્ટ અને સરકારની સહાયથી ચાલતી કોલેજોની માત્રા મોટા પ્રમાણમાં હોવા છતાં ગુજરાતના પછાત, દૂરવર્તી વિસ્તારો અને શહેરોના સામાન્ય કક્ષાના કુટુંબોને ધ્યાનમાં રાખીને પૂર્ણતઃ સરકારી કોલેજોનું સંચાલન રાજ્ય સરકારે પોતાના હસ્તક રાખ્યું છે. આવી કોલેજોના સ્થાપન, વિકાસ, સ્ટાફની ભરતી પ્રક્રિયા, સંચાલન સરકારશ્રીના શિક્ષણ વિભાગ અને ઉચ્ચ શિક્ષણ કમિશ્નરશ્રીની કચેરી દ્વારા સીધી દેખરેખ હેઠળ થાય છે. ગુજરાતના અત્યંત અંતરિયાળ એવા આદિવાસી ક્ષેત્રોથી શરુ કરીને મહાનગરો સુધીના વ્યાપને આવી સરકારી કોલેજોમાં આવરી લેવામાં આવ્યાં છે. ગુજરાત પબ્લીક સર્વીસ કમિશન દ્વારા આકરી તાવણીમાંથી પસાર થયેલા તેજસ્વી અધ્યાપકો દ્વારા છેવાડાના વિદ્યાર્થીઓને પણ ઉત્તમ શિક્ષણ મળી રહે તેવા પ્રયાસ સરકારશ્રી દ્વારા કરવામાં આવે છે.

**ગુજરાત કોલેજ, એલિસબ્રિજ, અમદાવાદ– 1860 (મુંબઇ યુનિવર્સિટી સાથે સંલગ્ન, હાલ ગુજ.યુનિ.)**

ગુજરાતમાં સૌ પહેલા ઉચ્ચ શિક્ષણની શરુઆત હાલ 'ગુજરાત કોલજ' નામે પ્રખ્યાત એવી કોલેજ દ્વારા થઇ હતી. મિ. ટી.સી. હોપે અમદાવાદના તે વખતના શ્રેષ્ઠીઓનો સહકાર લઇને રુ.42,600ના ફંડ વડે ગુજરાત અને અમદાવાદમાં ઉચ્ચ શિક્ષણનો પાયો નાંખ્યો. 'ગુજરાત પ્રોવિન્સયલ કોલેજ'– ના નામે ગવર્મેન્ટ હાઇસ્કુલના નાનકડાં રુમમાં સાવ થોડાં વિદ્યાર્થીઓથી 1860માં કોલેજની શરુઆત કરવામાં આવી. ત્યારે લો, તર્કશાસ્ત્ર, ઉપયોગી ગણિત, અને ડ્રોઇંગ વિષય તરીકે રાખવા દેવામાં આવતા હતાં. 1879માં એને મુંબઇ યુનિવર્સિટી દ્વારા એફિલિયેશન મળ્યું ને પ્રથમ વર્ષની પરીક્ષા લેવાની પણ સત્તા આપવામાં આવી. પણ બાકીના વર્ષોની પરીક્ષા આપવા માટે વિદ્યાર્થીએ મુંબઇ જવાનું ને મૂળભૂત માળખાકીય સુવિધાઓના અભાવે છ વર્ષ માટે કોલેજ બંધ પડી. શ્રેષ્ઠીઓ, અમદાવાદ મ્યુ. કોર્પોરેશન અને ગવર્નર સર રિચાર્ડ ટેમ્પલના સહિયારા પ્રયાસોથી કોલેજ પુનઃ શરુ કરવામાં આવી. સાથોસાથ 30 એકરના વિશાળ કેમ્પસ, ભવ્ય બિલ્ડિંગો અને બધી સુવિધાઓ સાથેની કોલેજ ધમધમી ઊઠી.

આ કોલેજ દ્વારા તૈયાર થયેલા વિદ્યાર્થીઓએ તત્કાલીન ભારતના ઘડતરમાં પોતાનો અમુલ્ય ફાળ્યો આપ્યો છે. રાષ્ટ્રીય ચેતનાના પ્રવર્તનમાં અને રાષ્ટ્રીય ચળવળોમાં નેતૃત્વ લઇને આઝાદીના ઇતિહાસમાં પણ આગવા પ્રકરણો રચ્યાં છે.

**શામળદાસ કોલેજ, ભાવનગર– 1886 (મુંબઇ યુનિવર્સિટી સાથે સંલગ્ન હાલ ભાવનગર યુનિ.)**

અંગ્રેજોના શાસન વખતે સ્થપાયેલ અન્ય ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં ભાવનગર રાજ્યની 'શામળદાસ કોલજ' ની સ્થાપના તત્કાલીન રાજવી તખ્તસિંહજી અને ભાવનગર રાજ્યના રેવન્યુ કમિશ્નર લલ્લુભાઇના પ્રયાસથી અને ત્યારના લોકપ્રિય દિવાન શામળદાસ પરમાનંદદાસની સ્મૃતિમાં આ કોલેજનું નામકરણ

કરવામાં આવ્યું હતું. આ કોલેજનું ઉદ્ઘાટન તા. 16–12–1886ના રોજ મુંબઇના ગવર્નર લોર્ડ રે ના હાથે કરવામાં આવ્યું. મુંબઇ યુનિવર્સિટીની બી.એ.ની 1888ની પરીક્ષામાં પહેલીવાર આ કોલજના વિદ્યાર્થીઓની પહેલી બેચ બેઠી હતી. છ વિદ્યાર્થીઓ જ હતા. તમામ પાસ થયા અને શ્રી કૃ.મ.ઝવેરીએ તો પ્રથમ વર્ગ સાથે ઉત્તીર્ણ થઇને કોલેજનો સુવર્ણચંદ્રક પણ પ્રાપ્ત કર્યો હતો.

### બહાઉદ્દીન કોલેજ, જૂનાગઢ (મુંબઇ યુનિવર્સિટી સાથે સંલગ્ન, હાલ–સૌરાષ્ટ્ર યુનિ.)

જુનાગઢની 'બહાઉદ્દીન કોલેજ'[6] નું સર્જન પણ વિશિષ્ટ સંજોગોમાં થયું હતું. જુનાગઢ એ સૌરાષ્ટ્રનું મોટું રાજ્ય હોવા છતાં ત્યાં ઉચ્ચ શિક્ષણની સંસ્થા હતી નહીં. રાજ્યના અને એજન્સીના ઉચ્ચ હોદ્દા પર ઉચ્ચ શિક્ષણ લીધેલા યુવાનોને જ નોકરી આપવાના અંગ્રેજ સરકારના આગ્રહને કારણે પણ આ વિચાર વહેતો થયો હતો. જુનાગઢના યુવાનો ત્યાં જ શિક્ષણ લઇ શકે તે માટે રાજ્યના નાયબ દિવાન પુરુષોત્તમરાય ઝાલાએ પ્રયાસો હાથ ધર્યા ને ઇ.સ.1895માં જૂનાગઢ રાજ્યના વજીર બહાઉદ્દીનભાઇને 60 વર્ષ પૂરા થતાં હતાં. મિત્રો અને શુભેચ્છકોએ 60 હજાર રુપિયા ભેગા કરીને એમને ભેટ આપ્યા. એમાં પોતાના તરફથી 20 હજાર ઉમેરી તે રાજ્યના કલ્યાણ માટે વાપરવાનું નક્કી કર્યું ને એમાં નવાબ રસુલખાને રાજ્ય તરફથી 1 લાખ 50 હજાર ઉમેરી જૂનાગઢમાં બહાઉદ્દીન કોલેજ સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો. 1897–98માં રોગચાળો ફાટી નીકળવાના કારણે અને વચ્ચે 1900માં પડેલો છપ્પનિયો દુષ્કાળના કારણે થોડું ધીમું પણ કોલેજનું બાંધકામ પૂર્ણ કરવામાં આવ્યું. તા.3 નવેમ્બર 1900ના દિવસે ભારતના તત્કાલીન વાઇસરોય અને ગવર્નર જનરલ લોર્ડ કર્ઝનના હસ્તે ઉદ્ઘાટન કરવામાં આવ્યું.

આ કોલેજની વિશેષતા એ હતી કે તેની સાથે ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટ પણ શરુ કરવામાં આવી હતી. આ કોલેજમાં એલ.એલ.બી.ના અભ્યાસક્રમની સગવડ હતી. ઇ.સ. 1900માં કોલેજમાં સરેરાશ 100 વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. કુલ સંખ્યાના 20 ટકા જેટલા વિદ્યાર્થીઓ જુનાગઢ રાજ્યના જ હતા. કોલેજની બાજુમાં જ 72 વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ અને પ્રોફેસરો માટે ક્વાટર્સ પણ બાંધવામાં આવ્યા હતાં.

### એમ.ટી.બી. કોલેજ, સુરત

સમગ્ર દક્ષિણ ગુજરાતમાં સૌ પ્રથમ સ્થપાયેલ કોલેજ એટલે સાર્વજનિક કોલેજ, સુરત. હાલ તે એમ.ટી.બી કોલેજના નામે પ્રચલિત છે. આ કોલેજની સ્થાપના 1918માં કરવામાં આવી હતી. બોમ્બે યુનિવર્સિટીના એ વખના વી.સી. સર ચિમનલાલ શેતલવાડના હસ્તે આ કોલેજનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું. કુલ 1138750 સ્કેવેર મીટર વિસ્તારમાં પથરાયેલી આ કોલેજના મકાનો ગોથિક શૈલીના અને ભવ્ય છે. સાથો સાથ એ વખતથી જ હોસ્ટેલ્સ,ક્વાટર્સ, રમત માટેના મેદાનો, લોન–બગીચાની સમૃદ્ધ છે. શહેરની મધ્યમાં, તાપી નદીના કિનારે આવેલી આ કોલેજ દક્ષિણ ગુજરાતના ઘરેણા સમાન છે. 1931થી અહીં પોસ્ટ ગ્રેજ્યુએટ શિક્ષણ પણ આપવાનું શરું કરવામાં આવ્યું. પહેલા માત્ર આર્ટસ કોલેજ તરીકે મુંબઇ યુનિવર્સિટી સંલગ્ન હતી પણ પછીથી તે વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી સાથે સંલગ્ન છે. આ કોલેજના અનેક અધ્યાપકો ખ્યાતનામ રહ્યાં છે.

### એમ.એન. કોલેજ, વિસનગર

વિસનગરની 'એમ.એન. કોલેજ' [7] (શેઠ માણેકલાલ નાનચંદ દોશી કોલેજ, વિસનગર)ની સ્થાપનામાં મહાત્મા ગાંધીની પ્રેરણા જવાબદાર હોવાનું નોંધાયું છે. કાપડના વેપારી માણેકલાલને એક ટૂંકા ટ્રેન પ્રવાસ દરમિયાન ગાંધીજીએ અર્થના સદ્ઉપયોગ બાબતે કહ્યું ને શેઠે એ વર્ષોમાં માતબર કહી

શકાય એવા ચાર લાખ રુપિયાનું દાન આપ્યું. આ કોલેજ તા. 15 જૂન 1946ના દિવસે શરુ કરવામાં આવી. આ કોલેજે ઉત્તર ગુજરાતના પ્રદેશમાં કરેલા પ્રદાનને ભૂલી ન શકાય તેમ છે.

**પ્રશિક્ષણની પહેલી સરકારી કોલેજઃ**

**શ્રી રામબા ગ્રેજ્યુએટ ટીચર્સ કોલેજ, પોરબંદર –1955(મુંબઇ યુનિ.સંલગ્ન. હાલ–સૌરાષ્ટ્ર યુનિ.)**

ગુજરાત રાજ્યની એકમાત્ર રાજ્ય સરકાર દ્બારા સંચાલિત એવી ગ્રેજ્યુએટ ટીચર્સ કોલેજ પોરબંદર ખાતે આવેલી છે. આ કોલેજ 1955માં શરુ થઇ ત્યારે મુંબઇ યુનિવર્સિટી સાથે સંલગ્ન હતી. 1960માં ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવતા આ કોલેજ ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાઇ અને 1961માં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની સ્થાપના થતાં આ કોલેજને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી સાથે જોડવામાં આવી છે. પોરબંદરના રાજવી શ્રી નટવરસિંહજીએ 80 એકરમાં પથરાયેલ ભવ્ય રાજમહેલ સરકારશ્રીને અર્પણ કરેલ, સાગરકાંઠે આવેલા આ હવા મહેલને માતા રામબા સાહેબની સ્મૃતિ તરીકે પણ જળવાઇ રહે તેથી –શ્રી રામબા ગ્રેજ્યુએટ ટીચર્સ કોલેજનું નામિભિધાન કરવામાં આવ્યું છે. આ સંસ્થાના પ્રથમ આચાર્ય શ્રી પ્રભાશંકર ત્રિવેદીનું અમુલ્ય પ્રદાન ગુજરાતના પ્રશિક્ષણક્ષેત્રે બહુ આદરથી લેવામાં આવે છે. એમની નિષ્ઠા અને શિક્ષણ–શિક્ષક પ્રત્યેનો પ્રેમ અનન્ય છે.

**ગૂજરાત વિદ્યાપીઠઃ ગુજરાત રાજ્યનું અમુલ્ય ઘરેણુઃ**

રાષ્ટ્રની સ્વાતંત્ર્યની ચળવળમાં ગુજરાતનો ફાળો એટલો બધો છે કે એ બધાને અલગ પાડીને ઓળખાવવો સહેલો નથી. ગાંધીજી અને સરદાર વલ્લભભાઇના નામો આગળ કરીને ગુજરાતીઓની મહાગાથા એમનામાં આરોપિત કરવામાં આવે છે. ગાંધીજીએ વિદ્યાપીઠના સ્થાપના માટે જે ઉદેશ રાખ્યો હતો એ સિદ્ધ કરવમાં અનેક લોકોએ આ વિદ્યાપીઠને પોતાના લોહી–પસીનાથી સિંચી છે. આ વિદ્યાપીઠમાં શરુઆતના વર્ષોમાં જોઇ શકાય છે કે ભારતભરમાંથી અભ્યાસ અર્થે અહીં આવતા હતા. અહીંનો અભ્યાસ એ કોઇ વ્યવસાય માટે જ થઇને ક્યારેય નહોતો સાથોસાથ સમાજ ને દેશના ઘડતરને ધ્યાનમાં રાખીને સારા–અડગ રાષ્ટ્રપ્રેમી નાગરિક ઘડવાનો ઉદેશ પ્રથમ રહ્યો છે. આઝાદી પછી પણ આ કામ અટક્યું નથી. સીધી ચળવળો અને જંગ કદાચ શમી ગયા છે પણ દેશના પાયાના પ્રશ્નો સાથે સંલગ્ન રહીને સમાજના દરેક અંગોમાં નવચેતના ભરવાનું કામ, સમાજના વંચિત, શોષિત વર્ગને કેળવણી દ્બારા વિકાસના પંથે ચડાવવાનું ખુબ જ અગત્યનું કામ વિદ્યાપીઠ દ્બારા કરવામાં આવી રહ્યું છે. ગાંધીજીના મૂલ્યોની જાળવી, પ્રસરણ કરવાની સાથોસાથ વ્યવસાયકેન્દ્રી,કૃષિકેન્દ્રી, ઉત્તર બુનિયાદી,અને વર્તમાન પ્રચલિત પ્રવાહોનું શિક્ષણ– ઉદ્યોગ,વેપાર, શિક્ષણ, સાહિત્ય, પત્રકારત્વ અને એવા અન્ય વિદ્યાઓ વિદ્યાપીઠ અને તેને સંલગ્ન એવી મહાશાળાઓ મારફતે આપવામાં આવે છે. આ ઉપરાન્ત સમાજ, ઇતિહાસ, ભાષા, સંસ્કૃતિ, વિશ્વની સંસ્કૃતિઓને લગતા સંશોધનો પણ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો દ્બારા સતત કરવામાં આવી રહ્યાં છે. ગુજરાતના સંસ્કાર ઘડતરમાં વિદ્યાપીઠને જરા જેટલી પણ અવગણી શકાય નહી.

વિવિધ યુનિવર્સિટીઓ સાથે જોડાયેલી સરકારી, ટ્રસ્ટ સંચાલિત અને સેલ્ફ ફાઇનાન્સ કોલેજોની વિગતો નીચેના કોષ્ટકમાં જણાવવામાં આવી છે. હાલ આ કોલેજો દ્બારા સમગ્ર ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ આપવામાં આવી રહ્યું છે.

**ગુજરાતમાં કાર્યરત મુખ્ય યુનિવર્સિટીઓ. [૮]**

**1. ગુજરાત યુનિવર્સિટી [૭]**

ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના 23 નવેમ્બર 1949માં અમદાવાદ ખાતે થઈ હતી. ગુજરાતમાં વિસ્તાર અને વિદ્યાર્થીઓની સંખ્યા બાબતે સૌથી મોટી એવી આ યુનિવર્સિટી કુલ 260 જેટલા એકરમાં પથરાયેલી છે. અમદાવાદ જેવા ભરચક શહેરની વચ્ચે ગીચ વનરાઈ વચ્ચે શોભતી આ યુનિવર્સિટીના વિવિધ અનુસ્નાતક કક્ષાના ભવનો અને નયન રમ્ય એવી બાંધીણી વાળું મુખ્ય કાર્યાલય આકર્ષક છે. આ યુનિવર્સિટી સાથે સંલગ્ન કોલેજોની સંખ્યા 250થી ઉપર છે. આ યુનિવર્સિટીમાંથી નવી બની હોય એવી સ્વતંત્ર યુનિવર્સિટીઓની સંખ્યા પણ અડધા ડઝન જેટલી થવા જાય છે. આ ઉપરાન્ત 20 જેટલા ઈન્ટિટ્યુટ્સ,34 જેટલા કેમ્પસમાં જ આવેલા અનુસ્નાતક વિભાગો, આ ઉપરાન્ત વિવિધ કોલેજોમાં ચાલતા અનુસ્નાતક કક્ષાના સેન્ટરોની સંખ્યા 221 છે. યુનિવર્સિટી કેમ્પસમાં જ ટીચિંગ અને નોનટિચિંગ સ્ટાફની સંખ્યા 1100 જેટલી છે. આ યુનિવર્સિટીમાંથી અડધો ડઝન જેટલી સ્વતંત્ર યુનિવર્સિટીઓ બન્યા પછી પણ દર વર્ષે સ્નાતક કક્ષાએ એનરોલ થતાં વિદ્યાર્થીઓની સરેરાશ સંખ્યા 60–65 હજાર ઉપરની છે. તો અનુસ્નાતક કક્ષાએ પાંચથી છ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હોય છે. કુલ 230 જેટલી તો વિવિધ પ્રકારની પરીક્ષાઓ આ યુનિવર્સિટી દ્વારા દર વર્ષે લેવામાં આવે છે. આ ઉપરાન્ત ઓક્ટોબર–નવેમ્બરમાં લેવાતી પરીક્ષાઓમાં 30–40 હજાર જેટલા વિદ્યાર્થીઓ બેસતા હોય છે. હજી ત્રણ વર્ષ પહેલા જ સ્વતંત્ર શ્યામજી કૃષ્ણ વર્મા કચ્છ યુનિવર્સિટી બની એ પહેલા કચ્છથી વડોદરા, ઉત્તર ગુજરાતના કેટલાક વિસ્તારો અને ધંધુકા સુધી ફેલાયેલા વ્યાપક ભૌગોલિક ફલક ઉપર આ યુનિવર્સિટી સંલગ્ન કોલેજો, અને ત્યાંના પરીક્ષાકેન્દ્રો તથા મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ માટેનું વહિવટી માળખું જ ખુબ જટિલ અને વ્યાપક બની રહે. તે અર્થમાં પણ આ યુનિવર્સિટી દ્દષ્ટાંતરુપ છે.

### 2. મહારાજા સંયાજીરાવ ગાયકવાડ યુનિવર્સિટી, વડોદરા

ગુજરાતના ઉચ્ચ શિક્ષણમાં વડોદરામાં સ્થપાયેલી (અગાઉ બરોડા કોલેજ [10] ) ‘મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી’ પોતાની આગવી સુદીર્ઘ પરંપરા, તેજસ્વી અધ્યાપકો, વિદ્યાર્થીઓ વડે વિશ્વ ખ્યાત બની રહી છે. સર પ્રતાપસિંહ ગાયકવાડ દ્વારા શરુ કરાયેલી આ યુનિવર્સિટીમાં તૈયાર થયેલા અનેક વિદ્યાર્થીઓ જગવિખ્યાત બન્યાં છે. વડોદરા રાજ્યના 1930–31ના સરકારી રિપોર્ટ પ્રમાણે કોલેજમાં શિક્ષણ લેવા માટે શિષ્યવૃત્તિઓ પાછળ ત્યારે રુ.23,607 નો ખર્ચ થયો હોવાનો અહેવાલ મળે છે! આ ઉપરાંત જૂદા જૂદા વિષયોના અભ્યાસ માટે – ખેતી, બાગાયત, સૂપશાસ્ત્ર, ગાયનશાસ્ત્ર, ઘડીયાળકામ, વિદ્યુતશાસ્ત્ર, યંત્ર,મુદ્રણકળા, કેળવણી, કાયદા, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન, વેદાંત અને પુસ્તકાલયવિદ્યાના અભ્યાસ માટે વિદ્યાર્થીઓને રાજ્યના ખર્ચે પરદેશ મોકલવાની મહારાજા દ્વારા વ્યવસ્થા કરાતી હોવાના દસ્તાવેજો ઉપલબ્ધ છે ! આજે પણ વિવિધ કલાઓ, વિજ્ઞાન, અને પોતાના અત્યંત સમૃદ્ધ ગ્રંથાલય વડે વિશ્વ પ્રસિદ્ધ યુનિર્સિટી તરીકેની નામના ધરાવે છે. આ યુનિવર્સિટી વડોદરા શહેરની સીમામાં ઉચ્ચ શિક્ષણ આપી રહી છે.

### 3. સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર

વલ્લભ વિદ્યાનગર આજે ગુજરાતનું સૌથી મોટું વિદ્યાધામ બની રહ્યું છે. આ શહેરમાં દરેક ચૌરે ને ચૌટે કોઇને કોઇ શાળા કે કોલેજ આવેલી છે એમ કહી એ તો એ વાસ્તવથી અતિ નજીકની વાત ગણાય. આ આખા વિદ્યાધામના શિલ્પી તરીકે ભાઇલાલભાઇ પટેલ અને ભીખાભાઇના પ્રદાનને ક્યારેય ન ભૂલી શકાય તેમ છે. 1944થી આ શહેરની પરિકલ્પના કરનારાં ભાઇકાકા અને ભીખાભાઇએ અથાગ પ્રયત્નો કરીને, બાકરોલ ગામના ખેડૂતોને જમીન આપવા રાજી કરીને અંતે1947માં વલ્લભભાઇ પટેલના હસ્તે મહાવિદ્યાલયનો પાયો નાંખવામાં આવ્યો. બિરલા એજ્યુકેશન ટ્રસ્ટ તરફથી દાન મળ્યા પછી બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયની સ્થાપના કરવામાં આવી અને લોર્ડ માઉન્ટ બેટનના હાથે તેનું ઉદઘાટન કરવામાં આવ્યું. 1954માં વલ્લભભાઇ વિદ્યાપીઠની સ્થાપના માટેનો મુસદ્દો તૈયાર કરીને મુંબઇ સરકારમાં

રજૂ કરવામાં આવ્યો. ઓકટોબર 1955માં તત્કાલીન મુંબઇ ધારાસભામાં ખરડો પસાર કરવામાં આવ્યો ને પહેલા સરદાર વલ્લભભાઇ પટેલ વિદ્યાપીઠના નામે આ યુનિવર્સિટી કાર્યરત થઇ. સ્વતંત્ર ગુજરાતની સરકારે 30 ઓક્ટોબર 1963માં સરદાર વલ્લભભાઇ પટેલ યુનિવર્સિટી એવા નામને મંજૂર કરીને માન્યતા આપી હતી. આજે આ યુનિવર્સિટી એની અનેક વિદ્યાલક્ષી ને વ્યવસાયલક્ષી અભ્યાસક્રમો તથા વિશ્વવ્યાપી સંશોધનોના કારણે જાણીતી બની છે. હજ્જારો વિદ્યાર્થીઓ આ યુનિવર્સિટીમાં શિક્ષણ લેવા માટે દેશના વિવિધ પ્રાંતમાંથી અહીં આવે છે.

### 4. વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરત

દક્ષિણ ગુજરાત વિસ્તારની જરુરુયાતને ધ્યાનમાં રાખીને કેટલાય કેળવણીકારો અને નાગરિકોની ઇચ્છા હતી કે સ્વતંત્ર યુનિવર્સિટી હોવી જોઇએ. ખાસ કરીને અતિસુખશંકર ત્રિવેદી જેવાઓએ જાહેર વ્યાખ્યાનો અને લેખો દ્વારા આ મત ઊભો કરવાનું વાતાવરણ રચી આપ્યું હતું. એજ્યુકેશન સોસાયટી, સુરત અને નવસારીનો તો પૂરો સહયોગ હતો જ. આ ઉપરાન્ત મુંબઇ યુનિવર્સિટી અને ગુજરાત યુનિવર્સિટી સાથે સંલગ્ન એવી આ વિસ્તારની કોલેજો પણ આવું ઇચ્છતી હતી. 38 મેમ્બરની કમિટિએ 1960માં યુનિવર્સિટીના સિદ્ધાંતો, માળખાને લગતો આખરી ડ્રાફ્ટ તૈયાર કરીને મુખ્યમંત્રી અને શિક્ષણમંત્રી, ગુજરાત રાજ્યને આપ્યો હતો. રાજ્ય સરકાર દ્વારા ડિસેમ્બર 1965માં આ યુનિવર્સિટીને માન્યતા આપવામાં આવી હતી. ત્રીજી પંચવર્ષિય યોજના દરમિયાન મંજૂરી તો મળી પણ યુનિવર્સટીને પોતાના મકાનો અને ભૌતિક સગવડો માટે ખાસ્સી રાહ જોવી પડી. ચોથી પંચવર્ષિય યોજનાના સમયગાળામાં આ યુનિવર્સિટીના મકાનો બંધાવા શરુ થયા. મુખ્ય વહિવટી કાર્યાલય, લાઇબ્રેરી 1976માં વર્તમાન કેમ્પસમાં ફેરવાયા અને 1977થી 1981 દમિયાન વિવિધ શૈક્ષણિક વિભાગો અત્યારના કેમ્પસમાં ખસેડવામાં આવ્યા હતાં.

દક્ષિણ ગુજરાતની ભૂગોળ અને ઔદ્યોગિક વિસ્તારોને અનુકૂળ એવા અભ્યાસક્રમો આ યુનિવર્સિટીમાં આપવામાં આવે છે. ખાસ કરીને ઇન્ટર ડિસિપ્લીનરી અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓ, સમુદ્ર વિજ્ઞાન અને વહાણવટાને લગતા અભ્યાસક્રમ પણ આ યુનિવર્સિટીમાં વિશેષરુપે આપવામાં આવે છે. આર્ટસ,કોમર્સ, સાયન્સ અને શિક્ષણવિદ્યા,મેડિકલ, એન્જિનિયરિંગ, વ્યવસાયલક્ષી શિક્ષણના સર્વસામાન્ય વિષયોના સ્નાતક અનુસ્નાતક કેન્દ્રો યુનિવર્સિટી સાથે સંલગ્ન છે. આ ઉપરાન્ત અંકલેશ્વરથી શરુ કરીને મહારાષ્ટ્ર સરહદના સરીગામ સુધીના ફલક પર વ્યાપેલી અનેક કોલેજો આ યુનિવર્સિટી સાથે સંલગ્ન છે.

### 5. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ

તા. ૨૩ મે ૧૯૬૭ના રોજ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના સ્થાપના કરવામાં આવી. ગુજરાતના સૌરાષ્ટ્ર વિસ્તારના ઔદ્યોગિક પાટનગર ગણાતા રાજકોટમાં આ યુનિવર્સિટી આવેલી છે. ૪૧૦ એકરમાં પથરાયેલી આ યુનિવર્સિટીનો વ્યાપ અમરેલી, જામનગર, જુનાગઢ, પોરબંદર, રાજકોટ અને સુરેન્દ્રનગર જિલ્લામાં વ્યાપેલો છે. આ યુનિવર્સિટી સાથે ૩૦૦ કોલેજો સંકળાયેલી છે. એમાં સ્નાતક અને અનુસ્નાતક કક્ષાનું શિક્ષણ આપવામાં આવે છે. આ યુનિવર્સિટીના પ્રથમ વાઇસ ચાન્સેલર શ્રી ડોલરરાય માંકડ ગુજરાતના નામી શિક્ષણ શાસ્ત્રી તરીકે વિખ્યાત છે.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કેમ્પસમાં ૨૬ જેટલા ડિપાર્ટમેન્ટ આવેલા છે. એમાં વિવિધ વિષયોનું અનુસ્નાતક કક્ષાનું અને બિઝનેસ તથા કારકીર્દિલક્ષી શિક્ષણ આપવાની જોગવાઇ કરવામાં આવી છે. છેલ્લા કેટલાક વર્ષોમાં આ કેમ્પસનું નવસંસ્કરણ કરવામાં આવ્યું ને હાલ રાષ્ટ્રીય કક્ષાની સુવિધાઓ ધરાવતી લાઇબ્રેરી, કેરિયર કાઉન્સલીંગ એન્ડ ડેવલોપમેન્ટ સેન્ટર, સેન્ટર ફોર વુમન સ્ટડીઝ, બેન્ક, પોસ્ટ ઓફિસ,

કેન્ટિન, જિમ્નેશિયમ, પ્રોફેસર્સ ક્વાટર્સ, ક્વાટર્સ ફોર એડમિનિસ્ટ્રેટિવ સ્ટાફ, સુંદર ચેક ડેમ, બોટનિકલ ગાર્ડન, આર્ટ ગેલેરી, એડલ્ટ એજ્યુકેશન સેન્ટર, એકેડેમિક સ્ટાફ ટ્રેનિંગ કોલેજ, ગેસ્ટ હાઉસ, આયુર્વેદીક દવાઓના પ્લાન્ટસ, રેડિયો સ્ટેશન અને જ્ઞાનવાણી, વેધર સ્ટેશન, ઇગ્નુનું પ્રાદેશિક સેન્ટર, બાબાસાહેબ ઓપન યુનિવર્સિટીનું પ્રાદેશિક સેન્ટર, વાચનાલયો, વિશાળ વર્ગખંડો, રમતગમતના મેદાનો, હોસ્ટેલ્સ, અત્યાધુનિક સગવડો વાળા મકાનોની વ્યવસ્થા ઊભી કરવામાં આવી છે.

## 6. ભાવનગર યુનિવર્સિટી, ભાવનગર

આ યુનિવર્સિટીની સ્થાપના 1978માં ગુજરાત સરકાર દ્વારા કરવામાં આવી હતી. આ યુનિવર્સિટીનું કેમ્પસ જુદા જુદા ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. ભાવનગર યુનિવર્સિટીમાં વિજ્ઞાન, વિનયન, વાણિજ્ય,એન્જીનિયરીંગ, મેડિસિન, મેનેજમેન્ટ,ગ્રામ્ય શિક્ષણ અને કાયદા વિષયક સંશોધનો અને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવે છે. આ યુનિવર્સિટીમાં 20 અનુસ્નાતક વિભાગો અને ચાર રેકોગ્નાઇઝ્ડ ઈન્ટિટ્યુટ કાર્યરત છે.

આ ઉપરાન્ત ત્રણ કોલેજો આ યુનિવર્સિટી સાથે જોડાઇને સ્નાતક અને અનુસ્નાતક કક્ષાનું વિવિધ ફેકલ્ટીઓનું શિક્ષણ આપી રહી છે. એમાંથી સુપ્રસિદ્ધ શામળદાસ કોલેજ એક સો જેટલા વર્ષથી વિનયન શાખાના શિક્ષણ માટે ગુજરાત અને દેશભરમાં વિખ્યાત છે.

શ્રી પી.પી. ઈન્ટિટ્યુટ ઓફ સાયન્સમાં સ્નાતક અને અનુસ્નાતક કક્ષાએ શિક્ષણ અને સંશોધનકાર્યમાં જોડાયેલી છે.

એમ.જે. કોલેજ ઓફ કોમર્સમાં વાણિજ્ય અને બિઝનેસ એડમિનિસ્ટેશનને લગતું ડિપ્લોમા, સ્નાતક અને અનુસ્નાતક તથા પીએચ.ડી. સુધીનું શિક્ષણ આપવામાં આવી રહ્યું છે.

## 7. હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણ

બનાસકાંઠા, મહેસાણા અને સાબરકાંઠા – એમ કુલ ત્રણ જિલ્લાઓમાં પથરાયેલી આ યુનિવર્સિટીનું વડુ મથક ગુજરાતના અત્યંત વિખ્યાત એવી મધ્યકાલીન સોલંકી વંશની રાજધાની એવા પાટણમાં આવેલું છે. આ પાટણ જૈન ધર્મ અને ફિલોસોફીનું પણ સદીઓથી કેન્દ્ર રહ્યું છે. ગુજરાતી ભાષાના પહેલા ગણાયેલા સર્જક, વ્યાકરણશાસ્ત્રી હેમચંદ્રાચાર્યજીની કાર્યભૂમિ એવી પાટણ નગરીમાં તા. 11–09–86ના વિધાનસભાના ઠરાવથી આ યુનિવર્સિટી અસ્તીત્વમાં આવી હતી. આ પહેલા આ યુનિવર્સિટીનું કાર્યક્ષેત્ર અમદાવાદ સ્થિત ગુજરાત યુનિવર્સિટી સાથે સંલગ્ન હતું. શરુઆતમાં 41 કોલેજો આ યુનિવર્સિટી સાથે સંલગ્ન હતી. આજે 150થી વધારે કોલેજો અને ઈન્ટિટ્યુટ આ યુનિવર્સિટી સાથે સંલગ્ન છે. પાટણ શહેરના પાદરમાં કુલ 212.50 એકર જેટલી જમીનમાં યુનિવર્સિટીની ઓફિસ, વિવિધ ભવનો, લાઇબ્રેરી, હોલ, હોસ્ટેલ્સના બિલ્ડીંગો તૈયાર થઇ ગયા છે. તમામ આધુનિક સુવિધાઓથી સજ્જ એવી આ યુનિવર્સિટીનાંથી દર વર્ષે હજ્જારો વિદ્યાર્થીઓ ડિપ્લોમા, સ્નાતક, અનુસ્નાતક અને પીએચ.ડી.ની ડિગ્રી મેળવીને સમાજોત્થાનમાં જોડાઇ રહ્યાં છે.

## 8. ડો.બાબાસાહેબ આંબેડકર ઓપન યુનિવર્સિટી, અમદાવાદ

1994ના વર્ષમાં સ્થપાયેલી ગુજરાતની પહેલી ઓપન યુનિવર્સિટી આજે દેશભરમાં પ્રચલિત થઇ રહી છે. દૂરવર્તિ શિક્ષણ પ્રણાલીના વિચારને મૂર્તિમંત કરતી આ યુનિવર્સિટી સમાજના એવા કેટલાય વિદ્યાર્થીઓને જ્ઞાનપિપાસુઓ માટે આશીર્વાદ સમી નિવડી છે જે નિયમિત રીતે પ્રત્યક્ષ શિક્ષણ લેવા જવા માટે અસમર્થ છે. ગ્રામ્ય વિસ્તારોમાં રહેનારાં, વ્યવસાય કે અન્ય કોઈપણ કારણસર જે કોલેજોમાં નિયમિત પ્રત્યક્ષ શિક્ષણ લેવા માટે જઇ શકે તેમ નથી. એવા વિદ્યાર્થીઓને આધુનિક ટેકનોલોજી, અને

પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ આપવાના વિચાર સાથે શરુ કરવામાં આવેલી આ યુનિવર્સિટી થોડા જ સમયમાં ખુબ લોકપ્રિયતા મેળવી શકી છે. કેમકે, એ વિદ્યાર્થીના ઘર સુધી પહોંચવાનો પ્રયાસ કરી રહી છે. સમગ્ર ગુજરાતમાં એના સેન્ટરો બનાવીને આ યુનિવર્સિટી કાર્યરત છે.

### ૭. ક્રાન્તિગુરુ શ્યામજી કૃષ્ણ વર્મા કચ્છ યુનિવર્સિટી, ભૂજ

પોતાના આગવા સાંસ્કૃતિક અને ભૌગોલિક વારસાના કારણે દેશ અને દુનિયામાં આગવી ઓળખ ધરાવતો ગુજરાતનો કચ્છ જિલ્લો કુદરતી આફતોની સામે સતત ઝઝૂમીને પણ અડિખમ રહ્યો છે. શિક્ષણ વિના સર્વાંગી વિકાસ શક્ય ન હોવાનું સમજતી ગુજરાત સરકારે કચ્છની પ્રજાની માંગણીને ધ્યાનમાં રાખીને કચ્છ જિલ્લાને સ્વતંત્ર યુનિવર્સિટી આપવા વિધાનસભામાં ઠરાવ પસાર કરીને માર્ચ 2003માં આ યુનિવર્સિટીને માન્યતા આપવામાં આવી હતી. 205 એકરના વિશાળ કેમ્પસની પણ ફાળવણી કરવામાં આવી. કચ્છની ધરતી પર જન્મેલા અને સ્વાતંત્ર્યની ચળવળમાં જેમણે વિદેશમાં રહીને મોટું પ્રદાન આપ્યું હતું એવા ક્રાન્તિગુરુ શ્રી શ્યામજી કૃષ્ણવર્માની સ્મૃતિને કાયમ કરવા આ યુનિવર્સિટીને તેમના નામ સાથે જોડવામાં આવી છે. આધુનિક સગવડોને ધ્યાનમાં રાખીને બનાવવામાં આવેલ આ યુનિવર્સિટીના મકાનનો શિલાન્યાસ ગુજરાતના મુખ્ય મંત્રી શ્રી નરેન્દ્ર મોદીના હસ્તે કરવામાં આવ્યો હતો. માત્ર 10 કોલેજો શરુઆતમાં આ યુનિવર્સિટી સંલગ્ન હતી. થોડાં જ વર્ષોમાં આજે 26 જેટલી કોલેજો અને 15000 કરતા વધારે વિદ્યાર્થીઓ આ યુનિવર્સિટી સાથે જોડાયેલ છે. આ ઉપરાન્ત 200 કરતા વધારે અધ્યાપકો આર્ટસ, કોમર્સ, સાયન્સ,એજ્યુકેશન, લો, ટેકનોલોજી શિક્ષણ સાથે સંકળાયેલા છે. આ ઉપરાન્ત છ જેટલા વિષયોના પી.જી સેન્ટર યુનિવર્સિટી ખાતે કાર્યરત કરવામાં આવ્યા છે. ચાર–પાંચ વર્ષના ટૂંકા ગાળામાં આ યુનિવર્સિટીએ વિવિધ આધુનિક સુવિધાઓ ઉપરાન્ત વિદ્યાર્થીઓને વૈવિધ્યસભર કેળવણી મળી રહે તે માટે ટૂંકા ગાળાના કોર્ષ પણ અમલમા મુકીને કચ્છ જિલ્લામાં જ્ઞાન જ્યોતને પ્રજ્વલિત કરી છે.

### 10. સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી, વેરાવળ

વર્ષોથી સંસ્કૃત યુનિવર્સિટીની ઇચ્છાઓ વિવિધ અગ્રણી વિદ્વાનો દ્વારા કરવામાં આવતી હતી. ખાસ કરીને વલભી જેવી પ્રાચીન સંસ્કૃત વિદ્યાપીઠ જે વિસ્તારમાં હોય ને વચ્ચેના મધ્યકાળમાં એ અસ્ત પામી હોય ત્યારે એવી મહાન પરંપરાને પુનર્ જિવીત કરવાની ઇચ્છા સ્વભાવિક જ પ્રજાને હોય. આવી ઇચ્છાનો પડઘો પાડતી યુનિવર્સિટી એટલે સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી, વેરાવળ. 2005માં આ યુનિવર્સિટી અંગેનો ઠરાવ વિધાનસભામાં પસાર કરવામાં આવ્યો ને આ યુનિવર્સિટીના મંડાણ થયા. ભગવાન સોમનાથની નિશ્રામાં સંસ્કૃતાચાર્યોની પરંપરા પુનઃ જીવિત થાય, સંસ્કૃત ભાષાનું સંવર્ધન, સંશોધન થાય તેવા હેતુથી ગ્રેજ્યુએટ, પોસ્ટ ગ્રેજ્યુએટ,અને સંશોધન અંગેના કેન્દ્ર ચલાવવામાં આવે છે. આ ઉપરાન્ત એને સંલગ્ન એવા અન્ય પ્રદેશોમાં ચાલતી કોલેજોના અભ્યાસક્રમો ઘડવાથી માંડીને સંચાલનની જવાબદારી આ યુનિવર્સિટી વહન કરી રહી છે. જ્યોતિષ, કર્મકાંડ જેવા ટૂંકા ગાળાના અને રોજગારલક્ષી અભ્યાસક્રમો પણ આ યુનિવર્સિટી દ્વારા મુકવામાં આવ્યાં છે.

### વ્યક્તિ વિશેષ

### ડોલરરાય માંકડ

ગુજરાતમાં કેળવણીનો પ્રકાશ ફેલાવવામાં ડોલરરાય માંકડનું નામ અગ્ર હરોળમાં લેવાય છે. તેમનો જન્મ 23 જાન્યુઆરી 1902ના રોજ કચ્છના નાના બંદર એવા જંગી ગામમાં થયો હતો. પિતાનું મૂળ વતન તો જામનગ જિલ્લાનું જોડિયા ગામ. જોડીયામાં પ્રાથમિક અને મિડલ શિક્ષણ આલ્ફ્રેડ હાઇસ્કુલ, રાજકોટમાં લીધા પછી ઉચ્ચ શિક્ષણ તેમણે જુનાગઢની બહાઉદ્દીન કોલેજમાં ઇન્ટર બી.એ. સુધીનો અભ્યાસ કરીને

કરાચી ગયા. ત્યાં તેમણે મુખ્ય વિષય ગુજરાતી અને સંસ્કૃત સાથે બી.એ. અને એમ.એ.ની ડિગ્રી પ્રાપ્ત કરી હતી.

કરાચીની શારદા મંદિરમાં શિક્ષક તરીકે પોતાની કારકિર્દીનો આરંભ કર્યા પછી ત્યાંની જ ડી.જે.સિંધ કોલેજમાં તેઓ સંસ્કૃત અને ગુજરાતીના લેકચરર તરીકે જોડાયા. 1947 સુધી ત્યાં અધ્યાપન કર્યા પછી ભારત–પાકિસ્તાનના ભગલા થતાં તેઓ ગુજરાતમાં વલ્લભવિદ્યાનગરની વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયમાં જોડાયા હતા.

1953માં ડોલરરાયે જામનગર જિલ્લાના અલિયાબાડા ખાતે શૈક્ષણિક સંકુલના સર્જન માટે પ્રવૃત્ત થયા. આ સંકુલમાં સ્કુલથી શરુ કરીને દરબાર ગોપાલદાસ વિનયન કોલેજની સ્થાપના કરી. આ કોલેજના સર્જક, પોષક અને આચાર્ય તરીકે તેમણે ઘણાં વર્ષો સુધી ફરજ બજાવી. ઓગષ્ટ,1966માં તેઓ નવનિર્મિત સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના પ્રથમ કુલપતિ તરીકે નિમાયા. 1970માં તેમનું અવસાન થયું ત્યાં સુધી તેમણે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના મજબૂત સ્થાપન અને વિકાસ માટે પરિશ્રમ કરતાં રહ્યાં. આજીવન વિવિધ ભૂમિકાએ રહીને તેમણે ગુજરાત અને વિદ્યાર્થીના ભવિષ્યની ખબર રાખી છે, ગુજરાતી કેળવણીમાં તેમણે આપેલું યોગદાન અનન્ય છે. ઉમાશંકર જોશીએ તેમને તપસ્વી લોકસેવક વિદ્વાન કહ્યાં છે.

### મનુભાઇ પંચોળી

દર્શકનું નામ ગુજરાતમાં મુખ્યત્વે નવલકથાકાર અને સમર્થ કેળવળીકાર તરીકે જાણીતું છે. તેમનો જન્મ રાજકોટ જિલ્લાના વાંકાનેર તાલુકાના પંચાસિયા ગામે 15મી ઓક્ટોબર 1914ના રોજ થયો હતો. દર્શકનું કાર્યક્ષેત્ર ભાવનગર જિલ્લાનું સણોસરા ગામ રહ્યું છે. દર્શકે વિધિવત્ રીતે તો ધોરણ–9 સુધીનું જ શિક્ષણ લીધું હતું. મીઠાના સત્યાગ્રહમાં જોડાયા પછી તેમણે અભ્યાસ છોડી દીધો. ગાંધીજીના વિચારોથી પ્રેરાઇને તેમણે સ્વાતંત્ર્ય આંદોલનમાં સક્રિય ભૂમિકા ભજવી અને આઝાદી પછીના ગાળામાં ગાંધીજીના વિચારોને કેન્દ્રમાં રાખતી બૂનિયાદી કેળવણીનો પ્રત્યક્ષ પ્રયોગ કરવા જાણીતા શિક્ષણશાસ્ત્રી નાનાભાઇ ભટ્ટ સાથે તેમણે અંબ્ભા અને સણોસરામાં નોંધપાત્ર કામગીરી આજીવન બજાવી. એમને અનેક રાષ્ટ્રીય અને રાજ્યકક્ષાના સન્માનોથી સન્માનવામાં આવ્યાં હતા. વિધિવત ઓછું શિક્ષણ લીધેલા આ શિક્ષણશાસ્ત્રીને યુનિવર્સિટી દ્વારા ડિ.લિટ્‌ની ઉપાધિ પણ એનાયત કરવામાં આવી હતી. અધ્યાપનથી માંડીને અનેક સંસ્થાઓના સ્થાપન, વિકાસ, પ્રેરક તરીકે ભૂમિકા ભજવનાર દર્શક ગુજરાત રાજ્યના શિક્ષણમંત્રી તરીકે પણ સેવાઓ આપી હતી. વિચાર અને એના અમલ માટે સદૈવ તત્પર એવા કર્મઠ શિક્ષણવિદ્ દર્શકનું પ્રદાન ક્યારેય ભૂલી ન શકાય તેવું છે.

### છગનભા અને દાસકાકા

ગાંધીનગર જિલ્લાના સરઢવ ગામમાં જન્મેલા શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ સમગ્ર ઉત્તર ગુજરાતમાં છગનભાના નામે પ્રસિદ્ધ છે. એક બાજુ ભારત આખામાં સ્વાતંત્ર્યની ચળવળો ચાલતી હતી ત્યારે એ માટેની ભૂમિકા ઘડવા લોકોને વધુને વધુ શિક્ષિત કરવા જરુરી હતા. એ કામ ઉપાડ્યું આ છગનલાલ પટેલે. ખાસ કરીને ગુજરાતમાં પાટિદાર કોમ અનેક કુરિવાજો અને અજ્ઞાનતામાં સપડાયેલી એમને દીશા આપવાનું કામ છગનભાને ફાળે જાય છે. 1918માં સરઢવ ગામે મહેસાણા જિલ્લાના આગવાનોની સભા થઇ અને એમાં કેળવણીની સંસ્થા સ્થાપવાનો ઠરાવ થયો. પછીના સાત આઠ મહિનામાં જ એમણે કડી ખાતે સર્વ વિદ્યાલયનો આરંભ કર્યો. અદમ્ય ઉત્સાહ અને હિંમતપૂર્વક ગામડા ખૂંદી ખૂંદીને બાળકોને ભણવા માટે મનાવ્યા. ફંડ મેળવવા કેટલાય અપમાનો સહન કર્યા પછીએ હિંમત ન હાર્યા. પાંચ બાળકોથી શરુ કરેલી આ સંસ્થામાં આજે હજ્જારો બાળકો અભ્યાસ કરે છે. આ સંસ્થા કડી છોડીને ગાંધીનગરમાં પણ વિસ્તરી છે ને 2007થી સર્વવિદ્યાલય યુનિવર્સિટીની સ્થાપના કરવામાં આવી. આજે

આ સંસ્થા અનેક વિષયો, અનેક શિક્ષકો,મકાનો,મેદાનોથી માંડીને લાખોની સંખ્યામાં પહોંચે એટલા વિદ્યાર્થીઓની જનની બની ચૂકી છે.– કર ભલા, હો ભલાનું સૂત્ર એમની સાથે વણાઇ ગયું છે.

પુરુષોત્તમદાસ પટેલ –દાસકાકા–નો જન્મ કડીમાં છટ્ઠી સપ્ટેમ્બર 1899ના રોજ થયો હતો. એમના પિતાનું નામ રણછોડદાસ અને માતાનું નામ કાશીબા હતું. પ્રાથમિક શિક્ષણ કડીમાં લીધા પછી અમદાવાદની આર.સી. હાઇસ્કુલ અને ગુજરાત કોલેજમાંથી ઉચ્ચ શિક્ષણ લઇને વકીલાત શરુ કરી. આર્થિક સ્થિતી પહેલેથી જ નબળી, વળી વકીલાત પણ બરાબર ચાલી નહી, પણ એ સમયે એમનો ભેટો થઇ ગયો છગનભા સાથે. જાણ જીવનની દીશા જ બદલાઇ ગઇ. સમાજસુધારણા, પત્રકારત્વ,રાજકારણ, ખેતી અને કેળવણી સાથે એ જીવનભર સંકળાયેલા રહ્યાં. ખાસ કરીને ગાંધીનગર શાખાને મજબૂત કરવામાં એમણે ખૂબ જહેમત ઊઠાવી હતી. છગનભાઇ જોયેલ સ્વપ્નને વાસ્તવમાં સિદ્ધ કર્યું હોય તો આ દાસકાકાએ. આજે ગાંધીનગરની સર્વવિદ્યાલય કેમ્પસમાં જ 21000 જેટલા વિદ્યાર્થીઓ શિક્ષણ લઇ રહ્યાં છે

**શ્રી ભાઇલાલભાઇ અને ભીખાભાઇ**

વલ્લભવિદ્યાનગર જેવા વિદ્યાધામના શિલ્પી એવા આ બંને સાચા અર્થમાં વિશાળ સ્વપ્રનો જોનારાં, ભાવિ પેઢીઓ માટે મથાનારા કર્મશીલ મહાપુરુષો હતા. 1946ની સાલમાં ભાઇકાકા અને ભીખાભાઇએ વલ્લભ વિદ્યાનગરની સ્થાપના માટે જમીન શોધવા બાકરોલ ગામે ગયા ને ખેડૂતોને જમીન દાનમાં આપવા રાજી કર્યાં. ત્યાં જ એક ઝૂંપડી બનાવીને બંને રહ્યાને સૌથી પહેલું કામ તેમણે વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલય બાંધવાની યોજના હાથ ધરી. બિરલા એજ્યુકેશન ટ્રસ્ટ તરફથી 25 લાખ રુપિયાનું દાન મળતા એમણે બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયની સ્થાપના કરી. 16–6–1948ના રોજ આઝાદ ભારતના સૌ પ્રથમ ગવર્નર જનરલ લોર્ડ માઉન્ટ બેટનના હસ્તે તે કોલેજનું ઉદઘાટન કરવામાં આવ્યું. આમ આ બંનેએ સેવેલ સ્વપ્ન આજે તો જગવિખ્યાત વિદ્યાધામ તરીકે જાણીતું છે.

**સંદર્ભ :**

1. મહાત્મા ગાંધીજી, યંગ ઈન્ડિયા–4–12–64
2. વિઠ્ઠલદાસ ન. કોઠારી., કેળવણી વડે ક્રાન્તિ, નિવેદન, પૃ–4
3. વડોદરા પ્રાન્ત સર્વસંગ્રહ
4. ઈતિવૃત પૃ.30–32
5. વિધાનસભાના રજિસ્ટરની નોંધ પ્રમાણે.
6. ઈતિવૃત. પૃ–32
7. એમ. એન. કોલેજની સ્થાપના અને વિકાસ. લે. રાજેન્દ્ર આઇ.ઓઝા. પૃ. 1–5.
8. અહીં, મુખ્યનો અર્થ આર્ટ્સ, સાયન્સ અને કોમર્સ તેમજ મેડિકલ, એન્જીનિયરિંગની પરંપરાગત યુનિવર્સિટીઓ અભિપ્રેત છે. નિરમા યુનિ. કે પછી ઇન્ફોર્મેશન ટેકનોલોજી, પ્રેટ્રોલિયમ યુનિ. વગેરે વિશેની વાત આ લેખના કાર્યક્ષેત્રમાં લીધેલ નથી.
9. વિવિધ યુનિવર્સિટીઓની વેબ સાઇટ પર ડિસેમ્બર–2008 સુધીમાં મુકાયેલી માહિતીઓ અનુસાર.
10. વડોદરા પ્રાન્ત સર્વસંગ્રહ

---

**ડો.નરેશ શુક્લ, 53–એ, હરિનગર સોસાયટી, મુ.પો.વાવોલ. જિ.ગાંધીનગર, પીન–382016, ફોન નં– 94280 49235**

---

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# ગોડ ઈઝ ઈન લવ... વ્હાય નોટ?: નિસર્ગ આહીર

ભારતીય સંસ્કૃતિની એક મહત્ત્વની લાક્ષણિકતા એટલે સહજનો સ્વીકાર. જીવનમાં સહજની સ્વીકૃતિ દ્વારા વિલસવું આવકાર્ય છે એટલે જ ‘સહજાનંદ’ સંજ્ઞા સાધ્ય મનાઈ છે. આ સહજને ઊર્ધ્વગામી કરી સમષ્ટિ સુધી પહોંચાડવામાં જીવનનું સાર્થક્ય છે. જીવનને એની તમામ વિવિધતા અને વિશિષ્ટતાઓ સાથે પામવા માટે જ પ્રાચીન કાળથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર આયામોને પ્રાપ્તવ્યના અર્થમાં ‘પુરુષાર્થ’ કહેલ છે. વિવિધતા, વ્યાપકતા અને સાર્વત્રિકતા ભારતીય સંસ્કૃતિની મૂળ ઓળખ છે, પરંતુ આપણી અત્યારની સ્થિતિ દયનીય છે. આપણે અન્ય દ્વારા અપાયેલી પારકી ઓળખને કારણે વૈયક્તિક વિવિધતાને બદલે સાર્વત્રિક એકતા સિદ્ધ કરવા માગીએ છીએ, વ્યાપકતાને બદલે સંકુચિતતાને અપનાવી રહ્યા છીએ. આને કારણે જ દંભ ભરપૂર પૂજાય છે અને સહજ વૈયક્તિકતા ઘોર તિરસ્કારનો ભોગ બને છે. આપણી આ માનસિકતા એમ. એફ. હુસેન સાથેના વ્યવહારમાં પ્રગટ થઈ. જગપ્રસિદ્ધ એ દિવંગત ચિત્રકાર વિવાદો સર્જતા રહેતા એ એની વૈયક્તિક વિશિષ્ટતા હતી, પણ આપણે એને માફ ન કરી શક્યા એ આપણી સંકુચિતતા છે. સર્જકતાથી છલકાતા આ કલાકાર ભારતની, માતૃભૂમિની ઝંખના કરતા કરતા વિદેશમાં મરણ પામ્યા. એણે ભારતીય પૂજ્ય દેવદેવીઓને નગ્નરૂપમાં ચિત્રિત કર્યાંને આપણી ભાવનાને ઠેસ પહોંચાડી, પણ આપણે એની કલાકાર તરીકેની વૈયક્તિક વિશિષ્ટતાને કેમ માફ ન કરી શકયા? ‘ભારતીય સંસ્કૃતિ’ની ‘રક્ષા’ કરનારા ઠેકેદારો ભારતીય સંસ્કૃતિને એક અંશ જેટલી પણ જાણે છે ખરા?

છેલ્લી કેટલીય સદીઓથી આપણે ભારતીયતાને એકાંગી બનાવી દીધી છે. એટલે જ ગાંધીજી જેવા મહાપુરુષે પણ ખજુરાહોનાં શિલ્પને વિકૃત કરી દેવાની વાત કરી હતી. ભારતીયતાને સમગ્રતામાં જાણ્યા વિના આ પ્રકારની ચેષ્ટા કરવી એ તો ખુદ ભારતીય સંસ્કૃતિનું અપમાન કરવા સમાન છે. માત્ર નગ્નતા, કામુકતાને જ જો આપણે માપદંડ માનીશું તો આપણે જેને પરમ પવિત્ર ગ્રંથ કહીએ છીએ એવા ઋગ્વેદમાં યમ અને યમીના કામુક સંવાદ છે એનું શું સમાધાન શોધીશું? ઈન્દ્ર અને ઈન્દ્રાણીના અત્યંત કામુક સંવાદો છે તેનું શું? વેદાંતમાં આજના જમાના પ્રમાણે અશ્વમેધ યજ્ઞનો અત્યંત ‘વિકૃત’ લાગતો વિધિ છે તેનું શું? બ્રહ્મા પોતાની જ પુત્રીમાં આસક્ત થયા હતા ! શિવ ભીલડીમાં મોહિત થયા હતા ! વ્યાસજી ક્ષણિક કામાવેગનું સંતાન છે ! ઈન્દ્ર અહલ્યાને ભ્રષ્ટ કરી આખા શરીર પર યોનિ ફૂટી નીકળવાનો શાપ પામ્યો હતો ! પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુર નિયોગપદ્ધતિ દ્વારા, એટલે કે અન્ય પુરુષ દ્વારા જનમ્યા હતા. પાંડવો પણ કુંતીના દેવો સાથેના નિયોગથી જન્મ પામ્યા હતા !

જો આપણે ‘કામુકતા’ કે ‘નગ્નતા’નો એક જ મુદ્દો લઈને જડ વલણ અપનાવીશું તો ભારતીય કલાકૃતિઓનો સાગમટે વિરોધ કરવાનો આવશે. કાલિદાસની ‘કુમારસંભવમ’ કૃતિ, જયદેવની ‘ગીતગોવિંદ’ કૃતિ, સુરદાસની ‘સુરસાગાર’ કૃતિ, નરસિંહનાં પદો, કૃષ્ણ વિશેનાં વિદ્યાપતિ, ચંડીદાસ, બિહારી અને અનેક કવિઓનાં પ્રેમલક્ષણાભક્તિનાં પદો, ‘શ્રીમદ ભાગવત’માંની ગોપીકૃષ્ણકેલિ

ઈત્યાદિનું શું? આવી સાહિત્યકૃતિઓની સાથે સાથે ખજુરાહો, ભુવનેશ્વર, કોણાર્ક, મોઢેરા ઈત્યાદિનાં મંદિરો અને અજંતાથી માંડીને રાજપૂતકલાનાં લઘુચિત્રો ઈત્યાદિને આપણી એકાંગી અદાલતના પાંજરામાં ઊભાં કરી ગુનેગાર ઠેરવવાં પડશે. આ બધાંનો વિરોધ કરશો પછી 'ભારતીય'પણાનો ગર્વ લઈ શકાશે ખરો?

દંભી, કૂપમંડુક અને કટ્ટરવાદી લોકોએ સમજી લેવાની જરૂર છે કે સહજના સૌંદર્યનું આપણે ત્યાં જેટલું મુક્ત રીતે આલેખન થયું છે તેવું તો વિશ્વમાં ક્યાંય થયું નથી. 'ગીતા' અધ્યાત્મની ટોચ પર છે, 'અર્થશાસ્ત્ર' રાજનીતિનું ભવ્યોજ્જ્વલ શિખર છે, 'નાટ્યશાસ્ત્ર' દૃશ્યકલાનું ચરમ પદ છે, તેમ 'કામસૂત્ર' જીવનરસનું ઉન્નત સોપાન છે. આવા સર્વ આયામો વડે સંયુક્તરૂપે 'ભારતીયતા' રચાય છે, એક કે બે અંગોને આધારે નહિ જ. વર્તમાનમાં ભારતમાં 'ભારતીયતા' વિશે ન વિચારનારા કે ન જાણનારા લોકોની બોલબાલા છે એ પણ ભારતીયતાની કમનસીબી છે.

ભારતમાં એક આખો એવો વર્ગ ઊભો થયો છે જેએક જ આંખથી જોવા ટેવાયેલો છે. એમને બધું જ ધર્મમય, નીતિમય, પવિત્ર, વૈરાગી, રસહીન જ જોવું ગમે છે. એમનો ધર્મ અને સંસ્કૃતિ વિશેનો ખ્યાલ ભ્રામક, અધુરો અને ઉપરછલ્લો છે. કહેવાતા ધર્મપુરુષો પાસેથી એમણે આ બધું ઉછીનું લીધું છે. આવા ધર્મપુરુષો અત્યંત વામણા અને ગેરમાર્ગે દોરનારા છે. ભારતીય સંસ્કૃતિનો એમનો સર્વાંગી અભ્યાસ તો નથી હોતો પણ એકાંગી હોય તોય સારું, એમ કહેવાની સ્થિતિ પ્રવર્તે છે. આવા દંભી 'ધર્મપુરુષો' જ લોકોને ખૂબ પ્રભાવિત કરે છે અને મૂળ સંદર્ભોને વિકૃત રૂપે રજૂ કરે છે. એમનું ગજું જ નથી ભારતીયતાને સંપૂર્ણપણે સમજવાનું અને સમજાવવાનું. એટલે જ તેઓ પૂર્ણપુરુષોત્તમ ગણાયેલા કૃષ્ણની 'ગીતા'નો તો સ્વીકાર કરે છે, પણ રાસલીલાનું આધ્યાત્મિક અર્થઘટન કરે છે !! અરે, મૂર્ખ માણસો ! કૃષ્ણના કૃષ્ણત્વના પાયામાં રસ અને રાસ છે. એ જો ન હોત તો તે માત્ર યોગી બનીને રહી જાત, પૂર્ણપુરુષોત્તમ ન જ બનત. એનું નૃત્ય, વાંસળી, નિરતિશય પ્રેમ, સખ્ય, પ્રકૃતિ સાથેની સંવાદિતા જેવાં અદભુતરસિક પાસાંઓનો દ્રોહ શા માટે કરો છો? 'ગીતગોવિંદ' કે ખજુરાહોનાં શિલ્પોમાં પ્રતીકાત્મકતા, રૂપકો ઈત્યાદિની શોધ ન કરો. ભારતીય જીવનની જેમ એ પણ સહજ, સ્વાભાવિક સૌંદર્યનાં રૂપો છે. માત્ર 'નીતિમયતા'ની નજરથી જોનારા લોકોના આવા આધ્યામિક અર્થ કાઢવાના, પ્રતીકો શોધવાના તમામ ઉધામાઓ આરોપિત છે, બેહુદા છે અને ભારતીયતા સાથે જરાય સુસંગત નથી. આવી હનનપ્રવૃત્તિ જેટલા અંશે અટકે તેટલા અંશે ભારતીય સંસ્કૃતિનું રક્ષણ અને સંવર્ધન થશે.

આ સમજના સંદર્ભે ઈશ્વરનાં રમ્યલલિત રૂપો જોવાં રસપ્રદ નીવડશે. જેને કામુકતા અને 'ઉઘાડાપણા'ની આભડછેટ લાગતી હોય તેમના માટે ખાસ સૂચના : તમારા માટે આ વિષય અસ્પૃશ્ય છે, માટે તમારી આંખને અડકવા દેશો નહિ.

ભગવાન પ્રેમમય હોય તો પ્રેમરત શા માટે ન હોઈ શકે? જે સ્વયં પ્રેમ હોય તે જ અન્યને પ્રેમ આપી શકે. પોતાના ભક્તો માટે વારંવાર દોડી જતા, આશીર્વાદ આપતા ભગવાનને શુષ્ક યોગી માની લેવા એ ભૂલ છે. યોગી તો વૈરાગી હોય, રાગી ન હોય. જે રાગી હોય તેને જ બીજા માટે રાગ જન્મે, જેમાં મમતા હોય તેને જ ભક્તોમાં 'મારાપણા'નો ભાવ જાગે. ભગવાનમાં ઐશ્વર્ય હોય છે. આ ઐશ્વર્ય એટલે જ જીવનરસની અધિકતા અને અસીમતા. ભગવાનના આ ઐશ્વર્યને પ્રગટ કરતા ગ્રંથો કે સાહિત્યકૃતિઓમાં એના અનેક આયામોની સાથે સાથે રસિકતાનું પણ નિરૂપણ કરવામાં આવ્યું છે, જે સહજ સ્વાભાવિક છે. સાહિત્યની પરિભાષામાં આવા નિરૂપણને આપણે શૃંગાર કહીએ છીએ. પછીથી ચિત્રકારો અને શિલ્પીઓએ શૃંગારને દૃશ્ય રૂપ પણ આપેલ છે. ઈશ્વરની સમગ્રતા કે ઐશ્વર્યને સમજવા માટે એમનું આ રાગીપણું પણ સમજવું પડશે. એને સહજ રૂપે જ જોવું રહ્યું, કોઈ બાહ્ય કે આરોપિત અન્ય ઉપકરણોથી એને ન જ પમાય.

ધર્મગ્રંથો, સાહિત્યકૃતિઓ, કલાકૃતિઓમાં ઈશ્વરનું જે પ્રેમમય રૂપ પ્રગટે છે તે ભારતીય સંસ્કૃતિની સાર્વત્રિકતા અને સમ્યક્તા સૂચવે છે. રસિક અને સુજ્ઞ ભાવકોએ એને એની સમગ્રતામાં જ જોવાં જોઈએ.

કામ જીવનનું પરમ ચાલક બળ છે. તેનો સહજ સ્વીકાર કરીને જ જીવનના એક અંગભૂત પ્રાપ્તવ્ય તરીકે તેનું મહત્ત્વ કરવામાં આવ્યું છે. યાદ રહે કે 'કામ' દેવ છે, દાનવ નહિ. 'ગીતા'માં કૃષ્ણ પણ કહે છે કે 'ધર્મથી વિરુદ્ધ ન હોય તેવો કામ હું છું' (7.11) અને 'પ્રજા ઉત્પન્ન કરનાર કામદેવ હું છું' (10.28).

આપણે જેને અત્યંત પવિત્ર કહીએ છીએ એવા વેદોમાં કે વૈદિક સાહિત્યમાં કામ વિશે કેવું મુક્ત અને સહજ વલણ હતું તેનાં થોડાંક દૃષ્ટાંતો જોવાં રસપ્રદ નિવડશે. 'ઋગ્વેદ'ના દસમા મંડલના 86મા સૂક્તમાં ઇંદ્ર અને ઇંદ્રાણીના સંવાદમાં ઇંદ્રાણી કહે છે કે 'હે ઇંદ્ર, એ પુરુષ સંભોગ કરવા સમર્થ નથી થઈ શકતો જેનું લિંગ બન્ને જંઘા વચ્ચે ઝૂકેલું રહે છે. એ જ સમર્થ થઈ શકે છે જેના બેસવાથી કેશાચ્છાદિત લિંગ તણાઈને ફેલાઈ જાય છે.' એ જ પ્રમાણે દસમા મંડલમાં યમ અને યમી એ ભાઈબહેનનો સંવાદ આવે છે તેમાં યમી યમને પોતાની સાથે સંભોગ કરવાનું કહેતાં આ પ્રમાણે કહે છે : 'એ કેવો ભાઈ છે, જેના હોવા છતાં બહેન પતિ વગરની અનાથ થઈ જાય અને એ બહેન શું કામની, જેના હોવા છતાં ભાઈ સાંસારિક સુખ વિના દુ:ખી થાય? હું સંભોગની ઈચ્છાથી મૂર્છિત થઈને આવી વાત કરી રહી છું એમ વિચારીને તું મારી સાથે સંભોગ કર'

ભારતીય સંસ્કૃતિમાં અશ્વમેધ યજ્ઞનું ખૂબ મહત્ત્વ છે. 'શતપથબ્રાહ્મણ' અને 'શુક્લયજુર્વેદસંહિતા'માં તેનો અટપટો અને વિચિત્ર લાગે તેવો વિધિ નિરૂપવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે જોઈએ તો 'શુક્લયજુર્વેદસંહિતા'માં યજમાન અશ્વનું અભિમંત્રણ કરતાં એમ કહે છે કે 'એ અશ્વ, ઊંચી કરેલી સાથળવાળી આ મહિષી (રાજાની મુખ્ય રાણી)ની ગુદા ઉપરના ભાગ એવી યોનિમાં લિંગ સંચાર કરીને વીર્યનું આધાન કર, જે ગર્ભાધાન સ્ત્રીઓના જીવનરૂપ અને ભોજનરૂપ છે, એટલે કે તેનાથી સ્ત્રીઓ જીવે છે અને ભોગ ભોગવે છે.'

આ રીતે વેદો અને વેદાંતમાં ધર્મ અને અર્થ સાથે કામતત્ત્વનું મુક્તપણે નિરૂપણ થયું છે પણ વિસ્તારભયે એને અહીં મૂકતો નથી. કહેવાનો આશય એટલો જ છે કે આપણે આજે જેટલા સંકુચિત અને દંભી છીએ એટલી દાંભિકતા કે સંકુચિતતા ભારતીય સંસ્કૃતિમાં નથી જ. આટલી ભૂમિકા પછી ભગવાનના પ્રેમમય રૂપની અભિવ્યક્તિને માણવી ગમશે. ભગવાનના આ સહજ વિલાસને આ જ અર્થમાં 'લીલા' કહે છે.

'શ્રીમદ ભાગવત'ના દસમા સ્કંધના 33મા અધ્યાયના 18મા શ્લોકમાં આ પ્રમાણેનું નિરૂપણ છે: ભગવાનના અંગોનો સંસ્પર્શ પ્રાપ્ત કરીને ગોપીઓની ઈંદ્રિયો પ્રેમ અને આનંદથી વિહ્વળ બની ગઈ. એના કેશ વિખરાઈ ગયા, ફૂલોના હાર તુટી ગયા અને આભૂષણ અસ્તવ્યસ્ત થઈ ગયાં. તેઓ પોતાના કેશ, વસ્ત્ર અને કંચૂકીને પણ સંભાળવામાં અસમર્થ બની ગઈ.

જયદેવની 'ગીતગોવિંદ' કૃતિના બારમા સર્ગમાં રતિક્રીડા કર્યા પછી કૃષ્ણ અને રાધાનું મનોરમ ચિત્ર આ પ્રમાણે રજૂ થયું છે : પોતાના ચિત્તને પ્રફુલ્લિત કરનાર શ્રીકૃષ્ણની સાથે ક્રીડા કરતી, પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણના ગાલ અને અન્ય કોમલ અંગોને સ્પર્શતી, થિરકતી રાધા શ્રીકૃષ્ણને સંબોધીને બોલી 'હે પ્રિયતમ યદુનંદન, ચંદનથી પણ મને અધિક શીતલ લાગતા તમારા હાથથી કામદેવના મંગલ કલશ બનેલ મારાં સ્તનો પર કસ્તુરીનો ચિત્રમય લેપ લગાવી આપો.'

શ્રીકૃષ્ણ પૂર્ણપુરુષોત્તમ હોવાથી એની પ્રેમલીલા અનેક ભક્તોએ અને કવિઓએ મુક્ત રીતે ગાઈ છે. બિહારી, ચંડીદાસ, સૂરદાસ, વિદ્યાપતિ, કેશવદાસ જેવાં અનેક નામો આપી શકાય. આપણે જેને 'ભક્ત નરસૈંયો' કહીએ છીએ એ નરસિંહ મહેતાએ કેટલાંય શૃંગારિક પદો લખ્યાં છે. ઉદારણરૂપે કેટલાંક જોઈએ :

'પ્રેમદા સાથે પ્રેમ–શું પિયુડો અતિ રંગે રમે,
અધર ડસી, કર કુચ ગ્રહી કૃષ્ણજી કંદર્પને દમે.'
'હું હતી જોવન–સમે, કુચફળ પિયુડા જોગ,
કોમળ કર લઈ સોંપિયાં કરવાને રસભોગ;
અમૃતફળ લેઈ અરપિયું મેં પિયુના મુખ માંહે,
રસ પી રસિયો પાય મુજને, આનંદ પામી તાંહે;
કંઠ ઘાલી બાહોડી ચુંબન દિયે રે કપોલ,
સંગમનાં સુખ શાં કહું? કરતી હું કામકલ્લોલ.'
'પેર પ્રીછી, પાતળિયા ! તારી નયણ કેરા ચાળે રે,
હું એકલડી મારગ માંહે, ઉર પર શું નિહાળે રે?
પીન પયોધર ગ્રહેતાં, વહાલા ! નારંગડે નખ લાગે રે,
નણદી મારી ખરી અદેખી, સાચો ઉત્તર માગે રે;
આલિંગન તો આપું, મારા વહાલા ! જો અમ–શું અંતર ટાળો રે,
નરસૈંના સ્વામી ! મારા ઉર પર નિશદિન આવી મહાલો રે.'
'આલિંગન એણી પેરે દીજે, અસ્થિર યૌવનનો લાહો રે લીજે,
નયણ નયણ પર, અધર અધર પર, કુચ ઉપર કુચ દીજે;
ક્ષણ–અધક્ષણ એવો ભાવ ધરીજે, તો મારું મન રીઝે,
રસભરી સેજે પધાર્યા કામી, ભક્તવત્સલ મળ્યા નરસૈંચા સ્વામી.'
'બળિયા ! બળ કાં કરીને રહ્યો રે? કુચફળ છે નાનાં રે,
અધર ડંક દીધા અતિ સબળા, તે ક્યમ રાખું છાના રે?'
'આજ, સખી ! મારી સેજે સૂતા, સુરત તણાં સુખ દીધાં રે,
પિયુડે મારે પ્રેમ જણાવ્યો, નાના લાડ તે કીધાં રે;
ચોળી ઉતારીને ચીર છંડાવ્યાં, રુદયા ભીતર ભીડી રે,
અધર દશન–ડંક દેઈને વહાલે કઠિણ પયોધર પીડી રે;
રચણી જગાડયાં ને રંગે રમાડયાં, કોકકલા શિખાવ્યાં રે,
નરસૈંચાચો સ્વામી ભલે મળિયો, નારીપણું ભલે પમાડયાં રે.'

કાલિદાસ 'કુમારસંભવમ'માં આઠમા સર્ગમાં શિવ અને પાર્વતીની સુરતક્રીડાનું વર્ણન કરે છે. કાલિદાસ યોગીઓના પણ યોગી શિવનું સુંદર શબ્દચિત્ર આપે છે : તે ક્ષણે, ઊરુમૂલ પર પડેલા નખક્ષતની હારમાળાથી હરાયેલા નેત્રવાળા શંકરે ઢીલા પડેલા વસ્ત્રને બાંધતી પ્રિયતમા પાર્વતીને રોકી.

ભવભૂતિ 'ઉત્તરરામચરિત'નાપ્રથમ અંકમાં રામના મુખમાં સીતા સાથેની પ્રણયચેષ્ટાને આ રીતે મૂકે છે : અત્યંત અનુરાગને કારણે પરસ્પર ગાલ પર ગાલ રાખીને, કોઈ પણ અર્થ વગરનું ધીમે ધીમે બોલતાં, એકબીજાના ગાઢ આલિંગનમાં બદ્ધ, વીતેલા કાળની ખબર વિના જ આપણી રાતો વીતી જતી હતી.

એ જ પ્રમાણે કાલિદાસ 'રઘુવંશ'માં રામ અને સીતાના પ્રેમાસક્ત સંબંધને તેરમા સર્ગમાં કલાત્મક રીતે વર્ણવે છે. રામ સીતાને કહે છે : હે સુલોચને ! સમુદ્રતટનો વાયુ તારા મુખ પર કેવડાની પરાગરજ છાંટી રહ્યો છે. જાણે કે તે જાણી ગયો છે કે હું તારા હોઠને હમણાં જ ચુમવાનો છું અને હવે વધારે શૃંગારની રાહ જોવાનો નથી.

એ જ સર્ગમાં સીતાના વિરહમાં ત્રસ્ત રામની દશાને કાલિદાસ સુપેરે અભિવ્યક્ત કરે છે : તારા વિયોગમાં હું એટલો પાગલ થઈ ગયો હતો કે એક દિવસે સ્તન સમાન પુષ્પગુચ્છવાળી પાતળી અશોકલતાને મેં એમ માનીને આલિંગન આપવાનું વિચાર્યું કે એ તું જ છે. જેવો હું એને આલિંગન આપવા ગયો તો મારા આ પાગલપણાને જોનાર લક્ષ્મણે રોતાં રોતાં મને ત્યાંથી પાછો વાળ્યો.

ચૌદમા સર્ગમાં પણ રામ અને સીતાના અનુરાગને કાલિદાસ આ રીતે નિરૂપે છે : જ્યારે રામને પૂર્ણ ખાતરી થઈ કે સીતા ગર્ભવતી છે ત્યારે તે કોમલ અને શ્યામ સ્તનાગ્રવાળી શર્મીલી સીતાને એકાંતમાં પોતાના ખોળામાં બેસાડીને રામે પૂછ્યું કે મને કહે કે તારે શું શું જોઈએ છે?

બુદ્ધ ભગવાનને વજ્રયાન પ્રણાલિકા પ્રમાણે તેની શક્તિ સાથે પ્રેમરત હોય તે પ્રમાણે રજૂ કરવામાં આવે છે. આ રીતે ભગવાનનું પરમ પ્રેમમય રૂપ આપણી સમક્ષ ઊભરી આવે છે. ભગવાનના આવા રસમય, પ્રેમમય રૂપને ચિત્રકારો અને શિલ્પીઓએ આલેખ્યું છે તે પણ માણવા જેવું છે. તેમાં ભગવાનની પ્રેમલીલાનાં અનેક દશ્યરૂપો વિલસી રહે છે. આ સર્વનો ઉદ્દેશ આટલો : ભારતીય સંસ્કૃતિને સમગ્રતામાં સમજતા થઈએ અને સંકુચિત કે એકાંગી ન થઈએ. જેટલું મહત્ત્વ ધર્મ, અર્થ અને મોક્ષનું કરીએ છીએ એટલું જ મહત્ત્વ સમ્યકપણે કામનું પણ કરીએ. કેમકે ભગવાન આનંદમય છે, સહજ છે અને રસરૂપ છે. ઉપનિષદ કહે છે કે પરમ તત્ત્વ રસમય છે : રસો વૈ સ:

---

**નિસર્ગ આહીર, આસિ. પ્રોફેસર, સરકારી વિનયન કોલેજ, મણિનગર, અમદાવાદ.**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## કાવ્યાસ્વાદ– વૃદ્ધોનું મનોરાજ્ય: અજિત મકવાણા

**શું ચીજ છે?**

એકલા સાંજે બગીચે બેસવું શું ચીજ છે?
બાંકડો શું ચીજ છે? બુઢ્ઢા થવું શું ચીજ છે?
ચીજવસ્તુ થઈ ગયેલી આંખને પૂછી જુઓ
સાવ ખાલીખમ્મ સડકને તાકવું શું ચીજ છે?
કઈ તરસ છે એ કે જેને આમ પાલવવી પડે?
રોજ આખેઆખું છાપું પી જવું શું ચીજ છે?
રોજ એના એ જ સાલાં ફેંફસાં વેંઢારવાં
રોજ એનું એ જ જીવ પર આવવું શું ચીજ છે?
ગોળ ચશ્માં, ગોળ દિવસો, ગોળ ઝળઝળિયાં, રમેશ
ગોળ રસ્તા, ગોળ જીવે હાંફવું શું ચીજ છે?
વિશ્વ સામે જીભ આખી હોડમાં મૂકવી, રમેશ
હોડ શું છે? હાર શું છે? ઝૂઝવું શું ચીજ છે?
– રમેશ પારેખ (વિતાન સુદ બીજ, છ અક્ષરનું નામ)

આધુનિક જીવનશૈલી, સંસ્કૃતિ પશ્ચિમી સંસ્કૃતિના આંધળા અનુકરણ જેવી છે. ૨૧મી સદી જેટયુગની સદી છે. લાઇફસ્ટાઇલ એટલી બધી ફાસ્ટ બની છે કે માણસને ખુદને મળવાનો સમય જ નથી મળતો. ઇન્સ્ટન્ટના આ યુગમાં, પશ્ચિમી સંસ્કૃતિની અને ટીવી–ફિલ્મોની અસર હેઠળ આપણી કુટુંબવ્યવસ્થા પણ પડી ભાંગી છે. પહેલાં સંયુક્ત પરિવારોની બોલબાલા હતી; જયાં જુઓ ત્યાં દાદા–દાદી–પોતરાં–પોતરી સૌ એક છત નીચે, એક જ વરંડામાં જીવનનો લહાવો માણતાં; આજે, હુતો–હુતી બે જણનો જ પરિવાર છે. સરકારની વસતિનીતિએ પણ પરિવારો નાના કરી નાખ્યા છે. પહેલાં સૂત્ર હતું: અમે બે, અમારાં બે. અત્યારેઃ અમે બે , અમારું એક. સમય જતાં કદાચ સૂત્ર આવેઃ અમે બે, એકલાં એકલાં, અલગ. ગામડાંની જેમ કુટુંબો ભાંગતાં જાય છે ત્યારે સૌથી વધુ કરુણ સ્થિતિ વયોવૃદ્ધોની થાય છે. વૃદ્ધાશ્રમો સમાજના લમણે થયેલું ગૂમડું છે. ઘરમાં આજે વડીલની આમન્યા જળવાતી નથી. પરિણામે વડીલો શું કરે? સાઠી વટાવી ચૂકેલા વ્યક્તિ અને નાનકડાં બાળકો વચ્ચે ઘણું સામ્ય હોય છે. એમાંનું

એક તે જીદ. બીજું તે ચીડિયો સ્વભાવ. પોતાની ગમતી વાત મનાવવા જીદ કરે અને તેમ ન થાય તો ચીડ–ગુસ્સો પ્રગટ કરે. પરિણામે ઘરનાં જ વ્યક્તિઓ, પેટનાં જણેલાંઓને એવું બધું નથી ગમતું... તો પરણીને સાસરે આવેલી વહુને તો ક્યાંથી રુચે? એટલે... હવે, વડીલો કાં વૃદ્ધાશ્રમમાં જાય છે કાં પોતાનો મોટા ભાગનો સમય ઘરની બહાર મંદિરે કે બાંકડે બેસીને વિતાવે છે. કવિ કહે છેઃ

'એકલા સાંજ બગીચે બેસવું શું ચીજ છે?

બાંકડો શું ચીજ છે? બુઢ્ઢા થવું શું ચીજ છે?'

બુઢ્ઢા થવાની વેદના તો જે અનુભવે તેને જ ખબર પડે. જીવનસંધ્યાએ ઘરમાં પોતીકું કહેવાય તેવું કોઈ ન હોય ત્યારે... એકલા એકલા બાંકડે બેસી રહેવાની ક્રિયા આમ તો સામાન્ય છે, પણ વેદના ભરેલી છે. એકાંત માણસને ખાઈ જાય છે; તો એકાકીપણું માણસને અંદરથી કોતરી કાઢે છે. એનો વલોપાત બુઢ્ઢા કે બુઢ્ઢી ક્યાં જઈ ઠાલવે? કદાચ એટલે જ સખાવતીઓ ઠેર ઠેર બાંકડા મુકાવતા હશે. વળી, ઘરડા માણસની એકલતા અને બાંકડાની એકલતા વચ્ચેય સામ્ય છે – એકલતાની. બાંકડોય સચરાચરમાં સૌથી જુદો એકલો જ પડ્યો હોય છે. આવનાર આવે–જાય છે પણ બાંકડાને કશી સંવેદના નથી થતી કે નથી થતી આવનાર–જનારને બાંકડા વિશે.

વૃદ્ધની, સમાજ–ઘરથી અવહેલના પામતા વ્યક્તિની દુર્દશા–કરુણતાની આ કવિતામાં અભિવ્યક્તિ છે. એથી વિશેષ તો નષ્ટ થતી ભારતીય પરંપરાની હૃદયદ્રાવક રજૂઆત છે. અનુભવસિદ્ધ હોય તેવી અભિવ્યક્તિ અને એકાકીપણાની લાગણીના ભાવને જે શબ્દો–કલ્પનો દ્વારા રજૂ કર્યો છે તે – બન્ને પાસાં કવિને દાદ દેવા પૂરતાં છે.

બેંતાળીશની ઉંમરે બેંતાલાં આવે પછી આંખે મોતિયો ને ઝામર, એ ઉંમરની અસર છે. ને છેલ્લે ઝળઝળિયાં એ પરિવારની. ઢળતી ઉંમરે આંખે ઓછું દેખાવું ને કાને ઓછું સંભળાવું એ વિજ્ઞાનસિદ્ધ નક્કર હકીકત છે (આ તથ્ય આજની પેઢી સમજી લે તો એમના મોટા ભાગના પ્રશ્નો સાૅલ્વ થઈ જાય.) આંખોના એ ઊંડા ગોખમાં માત્ર એક જ આશાનો દીવડો ટમટમતો હોય છેઃ હવે, ક્યારેક તો મૃત્યુ આવશે ને હું મીંચાઈશ. ઘરડાં, વડીલ, વૃદ્ધોની આંખોમાં હવે કશો ભાવ જોવા મળતો નથી એવા ભાવ સાથે કવિ એને 'ચીજવસ્તુ' તરીકે ઓળખાવે છેઃ

'ચીજવસ્તુ થઈ ગયેલી આંખે પૂછી જુઓ

સાવ ખાલીખમ્મ સડકને તાકવું શું ચીજ છે?'

ભાવ–અભાવવિહોણી માત્ર લાગણીનો કે ઓળખનો એકાદ અંશ ઝંખતી, મૃત્યુની વાટ જોતી આંખ બાંકડે બેઠી બેઠી શું કરે? બાંકડે બેઠેલા વૃદ્ધ પાસે બીજી તો કશી પ્રવૃત્તિ હોય નહીં, એટલે, આવતા–જતા લોકો નિહાળ્યા કરે. પણ એમની હૃદયવ્યથા એવી હોય છે કે એ વિચારોમાં ગરક થઈ જતા હોય છે. ઘણી વખત એમને નજીકનું કે દૂરનું કશું દેખાતું નથી હોતું. એમાં આંખની ઝાંખપની મર્યાદાની સાથે ક્યારેક વેદનાનાં ઝળઝળિયાંનોય સાથ હોય છે.

ઘરડેરાંઓ પાસે સમય પસાર કરવાનું કશું સાધન–માધ્યમ નથી હોતું. ઘરમાં તો ઉપેક્ષાનો અજગર ભીંસતો રહે છે. પુત્ર–પુત્રવધૂ પોતાના સંસારમાં મસ્ત, નોકરી–ધંધા–કામમાં વ્યસ્ત હોય, તો પૌત્ર–પૌત્રી સ્કૂલ–કૉલેજ, મિત્રોમાં અસ્તવ્યસ્ત. ઘરમાં ટીવી–રેડિયો જોવા–સાંભળવાનું પણ આજનાં વડીલોને તો શેં ગમે?! વડીલોને જોવું–સાંભળવું હોય ધાર્િમક–સામાજિક અને ટીવીમાં તો બધું ચાલતું હોય ધમાલિયું. એટલે એ માર્ગ તો વડીલો માટે બંધ છે. બાળકો વડીલોને હવે બહુ ભાવ નથી આપતાં એટલે વડીલોના મનોરંજનનાં સાધન–માધ્યમ બહુ ઓછાં–ટાંચાં થઈ ગયાં છે. એક, બાંકડે બેસવું; બે,

કથા–વાર્તા–સપ્તાહ સાંભળવા જવું; ઘરનાં નાનાંમોટાં બિલ–બજારનાં કામ કરવાં (જો સોંપાય તો); અને છાપું વાંચવું. બસ, બાકી સમય સમયની બલિહારી. યમનો દૂત આવે તેની રાહ જોવાની ક્રિયા એ એની અભિપ્સા જ બની ગઈ હોય છે. ક્યારે આવે ને છૂટું આ જળોજથામાંથી, એ ભાવ સતત એનાં વિચાર–વાણી–વર્તનમાંથી ડોકાતો રહે છે. આ વેદનાને, વૃદ્ધોની સમય પસાર કરવાની એક સર્વસામાન્ય ટેવને, કવિએ બહુ સુંદર રીતે રજૂ કરી છેઃ

'કઈ તરસ છે એ કે જેને આમ પાલવવી પડે?

રોજ આખેઆખું છાપું પી જવું શું ચીજ છે?'

વૃદ્ધો છાપું વાંચતાં નથી હોતાં, અનુભવે જોયેલું છે કે તેઓ છાપું પી જતાં હોય છે – આકંઠ. હેડલાઇનથી લઈ ખૂણેખૂણો ફરી ફરી વાંચીને છેક છેલ્લા પાનાની છેલ્લી લાઇન સુધીનું બધું જ વડીલો વાંચી જતાં હોય છે. ઘણી વખત તો બબ્બેવાર. કવિએ વડીલોની આ વૃત્તિને 'તરસ' સાથે સરખાવી છે. આ તરસનો વ્યંગ્યાર્થ સરસ છે.

વડીલો જીવનનો ભાર વેંઢારીને થાકી ગયાં હોય છે. કમર–બાવડાં–ખભા વળી ગયાં હોય છે. હવે તો કોઈ ઊંચકીને ચોકડી રચી દે તો ઘણું, એવું વિચારતા વડીલોની મનોવ્યથા આ પંક્તિઓમાં સાદ્યંત રજૂઆત પામી છેઃ

'રોજ એનાં એ જ સાલાં ફેફસાં વેંઢારવાં

રોજ એનું એ જ જીવ પર આવવું શું ચીજ છે?'

ફેફસાંને 'સાલા' જેવી ગાળ દઈને બોલચાલનો પ્રયોગ કર્યો છે એટલું પૂરતું નથી. એ 'સાલા'માં પ્રગટતો તિરસ્કારનો ભાવ માણવા જેવો છે. રોજ રોજ હાંફી જતાં ફેફસાંને ક્યાં સુધી વેંઢાર્યા કરવાનાં. હવે શ્વાસની આ ધમણ અટકે તો સારું એવો ભાવ છે. ખાસતાં ખાંસતાં 'જીવ પર આવી જવા'ની ને છતાં જીવી ગયાની વેદના પણ અહીં સુપેરે પ્રગટી છે.

'ગોળ ચશ્માં, ગોળ દિવસો, ગોળ ઝળઝળિયાં, રમેશ,

ગોળ રસ્તા, ગોળ જીવે હાંફવું શું ચીજ છે?'

દુનિયા–પૃથ્વી ગોળ છે, સૂરજ–ચાંદોય ગોળ છે, આંખે છે એ ચશ્માંય ગોળ છે. 'ગોળ' 'ગોળ' શબ્દોની આવલિ વડે કાવ્યાત્મકતા ઊભી થાય છે તો એનો અર્થસંકેત ચકરાવા સુધી લઈ જાય છે. વેદના માણસને રડાવી દે છે. એથી ઊમટતાં ઝળઝળિયાં પણ ગોળ છે. પૃથ્વીનો છેડો ઘર છે એટલે રસ્તાય ગોળ વળી ગયા છે, ને 'જીવ', એ ય ગોળ. અહીં પુનર્જન્મની વાતને સાંકળવી હોય તો સાંકળી શકાય. એક યોનિમાંથી બીજી યોનિમાં પ્રવેશતો જીવ યોનિ બદલ્યા કરે અને આખરે પુનઃ પુનઃ જન્મ ધરતો ફર્યા કરે, ગોળ ગોળ. પણ ના, અહીં 'ગોળ જીવે હાંફવા'માં તો પેલો વલોપાતનો ભાવ છે. જીવ સતત વલોવાયા કરે છે, વમળાયા કરે છે એ ભાવ મુખર થાય છે.

ગઝલની અંતિમ પંક્તિઓ– 'હોડ શું છે? હાર શું છે? ઝૂઝવું શું ચીજ છે?' માણસની લડાયક વૃત્તિ, એમાં જીત મેળવવાની જિજીવિષા અને નાસીપાસનો ભાવ વ્યક્ત કરે છે. જીતવાની ઝંખના સૌ કોઈને હોય એટલે ઝૂઝતા તો હોય જ. વૃદ્ધોની સ્થિતિ જુદા આયામની છે. એમણે ઝૂઝવાનું છે જાત સામે. એમને મન હોડ, હાર, જીત બધું નકામું છે. પ્રશ્નવાક્ય દ્વારા વિધાનવાક્યની ગરિમા રચી આપીને કવિએ પોતાની ભાષાસિદ્ધિ દ્વારા ચમત્કૃતિ સર્જી છે.

કાવ્યના ભાવજગતને માણ્યા પછી થોડુંક એમાંના શબ્દો વિશે– આ ગઝલમાં બોલચાલના શબ્દોનો ખાસ વિનિયોગ થયો છે. તળપદાં ભાવ–ભાષા–શબ્દો એ રમેશ પારેખની શૈલી છે. ચીજવસ્તુ, ખાલીખમ્મ, પાલવવું, આખેઆખું, સાલાં, ઝળઝળિયાં, હોડ જેવા શબ્દ લોકબોલીનો પ્રયોગ છે. અહીં લોકબોલીનો એક નવતર પ્રયોગ માણવા–જોવા જેવો છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો 'ચીજ' સ્ત્રી–લિંગ છે. એની આગળ આવતો 'શું' એ નાન્યેતર છે. 'શું ચીજ છે'ને બદલે 'શી ચીજ છે' હોવું જોઈએ, પણ કવિને એ બંધનો નડે છે એટલે એણે લોકબોલીનો આશરો લીધો છે.

---

**અજિત મકવાણા, સેક્ટર–૧૩ એ, પ્લોટ નં. ૬૬૨/૨, ગાંધીનગર, મો. ૯૩૭૪૬ ૦૬૫૫૪**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# મનોજ શાહ દિગ્દર્શિત નાટકો–એક અભ્યાસ : ધ્વનિલ પારેખ

## (૧) માસ્ટર ફૂલમણિ



જૂની ગુજરાતી રંગભૂમિનો માહૌલ, જૂની ગુજરાતી રંગભૂમિના ગીતો,ભાંગવાડી થિયેટર,દેશી નાટક સમાજ અને પુરુષ દ્વારા સ્ત્રીનો અભિનય અને આ બધા દ્વારા ઊભી થતી એક આધુનિક સંકુલતાનો અનુભવ કરવો હોય તો મનોજ શાહ દિગ્દર્શિત અને ચિરાગ વોરા, ઉત્કર્ષ મજુમદાર, પરાગ ઝવેરી અને મનોજ શાહ અભિનીત નાટક 'માસ્ટર ફૂલમણિ' જોવું રહ્યું.

રંગભૂમિ ઉપર દમદાર સ્ત્રી પાત્રોની ભૂમિકા ભજવવાની મહેચ્છા રાખતો મણિલાલ ફૂલમણિ તરીકે ઓળખાય છે અને સ્ત્રીની અદમ્ય ઝંખના એવી માતૃત્વની લાગણીને અનુભવવા માગે છે. જેનું થિયેટર બંધ પડ્યું છે એ ભાટિયા શેઠને ત્યાં એ રહે છે પણ સુમનલાલ સાથે લગ્ન કરે છે અને સુમનલાલ દ્વારા એને મહિના રહ્યા છે એવો અનુભવ કરે છે. સુમનલાલ પણ એને વનલતા માનીને ચાહે છે, અને સાચે જ પોતે પિતા બનવાનો છે એવા ભ્રમમાં રહે છે.આખરે, સુમનલાલના મિત્ર વસંતલાલ અને ભાટિયા શેઠ દ્વારા ભ્રમનું નિરસન થાય છે. સતત સ્ત્રીઓની ભૂમિકા ભજવતો મણિલાલ સ્ત્રૈણ ભાવ અનુભવે અને એ માતૃત્વની લાગણી સુધી પહોચે, આ આખી માનસિક–સંકુલ પ્રક્રિયા નાટકમાં હળવી રીતે સુપેરે ઉજાગર થાય છે.

ભૂપેન ખખ્ખરનાં ચિત્રોની મદદથી અને પડદાના ઉપયોગ દ્વારા સ્થળ–પરિવેશ બદલાતાં રહે છે પણ મૂળે તો ચારે કલાકારોના અભિનયથી જૂની રંગભૂમિનું વાતાવરણ જીવંત થાય છે એ આ નાટકનું મોટું જમા પાસું છે.'સાયબો, મારો ગુલાબનો છોડ','ઝટ જાઓ,ચંદન હાર લાવો',મીઠા લાગ્યા રે મને આજના ઉજાગરા' વગેરે વન્સમોર થાય એવા ગીતોની કલાકારો દ્વારા થતી જીવંત રજૂઆત આ નાટકનું વસ્તુ સંકુલ હોવા છતાં એનો ભાર વર્તાવા દેતું નથી.પોતાને સ્ત્રીનો અવતાર માનતો ફૂલમણિ પાણીનો ઘડો ભરીને આવે છે ત્યારે, સુમનલાલ દ્વારા મહિના રહ્યા છે ત્યારે, પોતે ગર્ભવતી છે એમ માનીને થતું એનું વર્તન–આ બધામાં સ્ત્રીનાં સ્ત્રૈણ અને નાજુક ભાવોને ચિરાગ વોરા આબેહૂબ રજૂ કરે છે.



જયશંકર સુંદરીએ સુંદરી બનીને જે તરખાટ મચાવ્યો હતો એવી તરખાટ મચાવવાની જિજીવિષા એની રહી છે અને તખ્તા ઉપર એ તરખાટ મચાવે પણ છે. સુમનલાલ તરીકે ઉત્કર્ષ મજૂમદાર આધેડ વયે પિતા બનવાનો આનંદ વ્યક્ત કરે છે એમાં એમના અભિનયની બધી જ તાસીર પ્રગટ થાય છે. વળી, પ્રેક્ષકો સાથે સીધો સંવાદ રચવામાં એમની ત્વરિત પ્રત્યાયનક્ષમતા પણ અદભૂત! નાટકના પ્રારંભે ચાહ વિશેનું ગીત અને ચાહની રાહ જોતો વસંતલાલ નાટકનાં અંતે પણ ચાહની રાહ જુએ છે, એની પ્રતીક્ષાનો અંત નથી. એકથી વધુ ભૂમિકા ભજવનાર મનોજ શાહ સંવાદોની અદાયગી દ્વારા આખા નાટકને ધબકતું રાખે છે.કમલેશ મોતાનું પ્રકાશ આયોજન દરેક ગીત અને પ્રસંગના ભાવજગતને તીવ્ર રીતે ઉપસાવી આપે છે. દા.ત.મીઠા લાગ્યા ઉજાગરા ગીત કે નાટકનું અંતિમ દશ્ય. ચારે અભિનેતાઓ ગીતો જે રીતે રજૂ કરે છે એ કાબિલેતારીફ છે. ટોટલ એક્ટર દ્વારા ટોટલ થિયેટર ઊભું કરતુ આ નાટક ગુજરાતી રંગભૂમિનું સીમાચિહ્‍ન છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

### (૨) અમરફળ

રાજા ભર્તૃહરિની જાણીતી કથા પરથી રચાયું છે,અમરફળ. લેખક ભારત નાયક.સંબંધોમાં રહેલી સંકુલતા અને એક પછી થતાં વિશ્વાસભંગની કથા એટલે,અમરફળ. વિશ્વાસભંગને કારણે ભર્તૃહરિ વૈરાગ્યભાવ અનુભવે છે અને સંસાર ત્યાગવાનો નિર્ધાર કરી યોગી બનવા નીકળી પડે છે પણ નિયતિ એનો પીછો છોડતી નથી. જંગલમાં ચરપતિનાથ પાસેથી એને અમરફળ પાછું મળે છે. ભર્તૃહરિ અમરફળ ફેંકી દે છે. નિયતિ વૈરાગ્ય પછી પણ સુખેથી રહેવા દેતી નથી.બીજી બાજુ રાણી પિંગળા ભર્તૃહરિના વિરહમાં મહેલમાં


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

રહીને જ વનવાસ વેઠે છે. ભર્તૃહરિ ભિક્ષા માગતો માગતો પિંગળા પાસે આવે છે અને પિંગળા ભિક્ષામાં પોતાનો પ્રાણ આપે છે, નાટક અહી પૂરું થાય છે.

પાતળા કથાવસ્તુ પર આધારિત આ નાટકનો પ્રથમ અંક એકદમ તીવ્ર ગતિએ ઘટનાપૂર્ણ બની રહે છે. વર્તમાન અને ભૂતકાળના દશ્યો અસરકારક સંગીત અને પ્રકાશ નિયોજનને કારણે પ્રભાવક રહ્યાં. એની સામે બીજો અંક વૈરાગ્યને કારણે ભિક્ષા માગતા રાજા ભર્તૃહરિથી સાધુ ભરથરી સુધીના પરિવર્તનનો હતો પણ એ પરિવર્તન એટલું પ્રભાવક બનતું નથી.વૈરાગ્યનો સ્વીકાર કરનાર ભર્તૃહરિ મનથી એ સ્વીકારી શકતો નથી અને એનામાં રહેલું રાજત્વ જતું નથી. ટૂંકમાં, ભર્તૃહરિમાંથી ભરથરી બનવાની આખી પ્રક્રિયા બીજા અંકમાંથી ઉજાગર થવી જોઈતી હતી એ એટલી અસરકારક રીતે થતી નથી.

નાટક ધર્મેન્દ્ર ગોહિલ,રીન્કુ પટેલ,મનોજ શાહ, વિમલ ઉપાધ્યાય વગેરેનાં અસરકારક અભિનયને કારણે પ્રેક્ષણીય બની રહે છે. એમાં સંગીત પણ દશ્યોની તીવ્રતા ઊભી કરવા મહત્ત્વનો ભાગ ભજવે છે. પ્રથમ અંકમાં મહેલનું સ્થળ અને બીજા અંકમાં જંગલ,ગુફા વગેરે સ્થળો સન્નિવેશની (સુભાષ આશર) સૂઝને કારણે ઊભાં થાય છે પણ વધારે તો મંચના કેન્દ્રમાં જ દશ્યો ભજવાય છે અને મંચનો પૂર્ણ ઉપયોગ થવો જોઈએ એ થતો નથી.

ભર્તૃહરિનું પિંગળાને અમરફળ આપવું, પિંગળાનું અશ્વપાલને અમરફળ આપવું,અશ્વપાલનું ગણિકાને અમરફળ આપવું અને ગણિકા પાસેથી ફરી ભર્તૃહરિ પાસે અમરફળ આવવું – આ ચક્ર વર્તમાન અને ભૂતકાળના દશ્યોની સંનિધિને કારણે અસરકારક રીતે ભજવાયાં.ભર્તૃહરિ પોતે પણ સ્વીકારે છે કે એ દૂધે ધોયેલો નથી અને પશ્ચાતાપ રૂપે વૈરાગ્યનો એને બોધ થાય છે, ત્યાં નાટક પૂરું થઇ જવું જોઈતું હતું, એવી પણ એક પ્રતીતિ થઇ હતી.

અસરકારક સંવાદો અને એની એટલી જ અસરકારક રજૂઆત પણ આ નાટકના જમા પક્ષે છે. 'કામદેવ તો મરેલાને પણ મારે' કે 'પાણી કૂવામાંથી ભરીએ કે દરિયામાંથી ઘડામાં જગ્યા હોય એટલું જ ભરાય' કે 'કાયાને કાળનો ભય લાગે છે'– અર્થસભર સંવાદો પ્રેક્ષકો સુધી પહોચાડવામાં ધર્મેન્દ્ર ગોહિલનો અભિનય કારણભૂત છે.

ટૂંકમાં, પાતળું પોત ધરાવતું અને સંકુલ હોવા છતાં આ નાટક એની અસરકારક રજૂઆતને કારણે પ્રેક્ષણીય બની રહે છે.

## (૩) અપૂર્વ અવસર

ગાંધીજીએ જેમને પોતાના આધ્યાત્મિક ગુરુ તરીકે સ્વીકાર્યા હતા એ શ્રીમદ રાજચંદ્રનાં જીવન–કવન પર આધારિત નાટક હતું, 'અપૂર્વ અવસર.' 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે' શ્રીમદની કાવ્ય પંક્તિ પરથી આ શીર્ષક લીધું છે. રાજુ દવે અને મનોજ શાહે આ નાટકનું લેખન કર્યું છે.

આત્મજ્ઞાન દ્વારા આત્મકલ્યાણની ખોજ એ શ્રીમદની સમગ્ર જીવનશૈલીનું ચાલકબળ હતું. સાત વર્ષની ઉંમરથી એ શોધયાત્રા આરંભાઈ હતી. નાટકના સૂત્રધાર તરીકે પણ રાજચંદ્ર ભૂમિકા ભજવે છે. અહી ક્રિયા ઓછી અને વર્ણન વધારે છે. શ્રીમદ એક પછી એક પોતાના જીવનમાં બનેલી ઘટનાઓનું વર્ણન કર્યે જાય છે. એ વર્ણનમાંથી ક્યારેક ક્રિયા નીપજી આવે છે. પણ એવું બહુ ઓછું બને છે. રાજચંદ્રનું પોતાના વિષે થતું આત્મમંથન –આત્મચિંતન નાટકમાં સંભાષણ રૂપે વધારે આવે છે એથી નાટ્યરસ બહુ ઓછો પમાય છે.

નાટકમાં બહુ ઓછા બનાવો બનતા જોવા મળે છે પણ જે બને છે એ અસરકારક રીતે બને છે. રાજચંદ્રનું સુખની શોધમાં નીકળવું અને શ્રેષ્ઠીને ત્યાં આશરો લેવો, ગાંધીજી સાથેનો પ્રસંગ કે સેવકને બારી ખોલી

આસપાસ ચાલતી નાટ્યલીલા અને એ દ્વારા બ્રહ્માંડલીલાના દર્શન કરાવવા, આનંદઘન અને હેમચંદ્રાચાર્ય સાથેનો પ્રસંગ, મુંબઈમાં શતાવધાનનો પ્રયોગ કરવો – આ બધા જ દશ્યો અસરકારક અભિનય અને પ્રકાશઆયોજનને કારણે પ્રમાણમાં અઘરી અને ચિંતનાત્મક લાગતી વાતો પણ સરળ અને નાટ્યાત્મક રીતે રજૂ થાય છે. શ્રીમદની ભૂમિકા ધર્મેન્દ્ર ગોહિલ ભજવે છે એ સિવાયની ગાંધીજી, અંબાલાલભાઈ, શ્રેષ્ઠી , સેવક, આનંદઘન, હેમચંદ્રાચાર્ય, વગેરે પાત્રો ભજવતા બે કલાકારો પણ સતત બદલાતી જતી ભૂમિકાઓને પણ યોગ્ય ન્યાય આપે છે. વિશાલ વૃક્ષની તળે બેઠા બેઠા રાજચંદ્ર પોતાની કથા કહે છે. અહી પણ મંચના કેન્દ્રમાં વૃક્ષ નીચે પાટ પર બેસીને કથા કહેવાને કારણે અને મોટા ભાગના સંવાદો બેસીને બોલવાને કારણે પણ મંચના વિવિધ ભાગોનો ઉપયોગ થઇ શકતો નથી.

સુરેશ જોશી અને ઉદય મજૂમદારના અવાજમાં રજૂ થતા પદો પણ આધ્યાત્મિક વાતાવરણ ઊભું કરવામાં મોટો ભાગ ભજવે છે. આત્મકલ્યાણની ખોજની યાત્રાને નાટકનો વિષય બનાવવો, પડકારજનક છે. એ પડકાર ઉપાડવા બદલ પણ આ ટીમ અભિનંદનની અધિકારી છે. સામાન્ય રીતે લાલ કે કેસરી – ભડક ગણાતા રંગોનો ઉપયોગ પ્રકાશ આયોજનમાં બહુ ઓછો કરવામાં આવે છે. પરંતુ 'અમરફળ' અને 'અપૂર્વ અવસર' આ બંને નાટકોમાં લાલ–કેસરી રંગના સંયોજન અને એમાં ક્યાંક લીલા રંગનો તો ક્યાંક ભૂરા રંગના" ઉપયોગ દ્વારા" દશ્યમાં રહેલી તીવ્રતા વધુ સારી રીતે ઉપસાવી હતી. પ્રકાશ આયોજન 'અમરફળ' અને 'અપૂર્વ અવસર' બંને નાટકોનું જમા પાસું છે.

### (૪) મરીઝ

ગુજરાતના ગાલિબ તરીકેનું બિરુદ જેમને મળ્યું છે એવા ગુજરાતી ગઝલનાં શિરમોર ગઝલકાર અબ્બાસ વાસી 'મરીઝ'નાં જીવન–કવન પર આધારિત નાટક હતું,'મરીઝ.' રઈશ મનીઆરના 'મરીઝ: અસ્તિત્વ અને વ્યક્તિત્વ' પુસ્તકને આધારે વિનીત શુક્લે નાટ્યલેખન કર્યું હતું.અસહ્ય દારુણ ગરીબી, પ્રિયતમા રબાબને ન મેળવી શક્યાનો રંજ, ભણતર પ્રત્યે અશ્રદ્ધા અને દારૂની ખરાબ લતને કારણે મરીઝને દર્દ સિવાય કશું મળતું નથી.નાટકમાં મરીઝના જીવનના એવા પ્રસંગો રજૂ થયા છે, કે જે આંખે ઝળઝળિયાં લાવી દે અને એમાંય ધર્મેન્દ્ર ગોહિલનો એટલો જ હૃદયસ્પર્શી અભિનય ભળે પછી પૂછવું જ શું?

બાળકો ઘરમાં ભૂખ્યા હોય તોય દારૂની લત છૂટતી નથી. મુંબઈમાં મોટાભાઈને આશરે રહેનાર મરીઝ પોતાની ગઝલો વેચીને ઘરનું ગાડું ગબડાવવાનો પ્રયત્ન કરે છે. પણ "મરીઝમાં કૈક એવું છે જે એને અન્યથી અલગ પાડે છે અને એટલે જ પત્ની સોના અને સંતાનો ભલે ભૂખે મરવું પડે પણ ગઝલ વેચવાની ના પાડે છે. આ દશ્યમાં રહેલી કરુણતા કોઈ પણ સંવેદનશીલ વ્યક્તિને ક્ષુબ્ધ કરી શકે છે. નાટકના અંતિમ દશ્યમાં ભ્રમણારૂપે રબાબ પાછી દેખાય છે એ દશ્ય પણ" શાયરના જીવનની વેદનાને તાદશ કરે છે.

બે દશ્યો વચ્ચેના બ્લેક આઉટ મધ્યે કબીર, રસખાન, અમીર ખુસરો, મીર તકી મીર, ગાલિબ વગેરેની પંક્તિઓ સંભળાય છે અને છેલ્લે મરીઝની પંક્તિઓ સંભળાય છે. કવિ તરીકે મરીઝની પ્રતિભા એમને આ કવિઓની પંક્તિમાં બેસાડે છે. બેગમ અખ્તરનાં કંઠે ગવાયેલ'મેં તજી તારી તમન્ના એનો આ અંજામ છે' ગઝલનાં શબ્દો સંભળાતા રહે છે અને પડદો પડે છે. સઆદત હસન મંટોથી લઈને પીઠામાં દારૂ વેચનાર સદુભાઉ સહિત સૌ કોઈ મરીઝની પ્રતિભાને જાણે છે,વખાણે છે. એક દશ્યમાં ઈન્દ્ર પણ એની પ્રતિભાથી અંજાઈને એને મળવા આવે છે. મરીઝના દીકરાને આવેલા સ્વપ્ન રૂપે આ દશ્ય ભજવાય છે પણ આખરે આ બધી જ પ્રયુક્તિઓ મરીઝની શાયર તરીકેની પ્રતિભાને ઉજાગર કરે છે.

સુરતમાં અમીન આઝાદની સાઈકલની દુકાને બેસીને ગઝલનાં પાઠ શીખનાર મરીઝને નાટકના અંતે અમીન મળવા આવે છે અને પોતે ઉસ્તાદ હોવા છતાં મરીઝને શાયર તરીકે પોતાનાથી આગળ મૂકે છે ને

કહે છે, મરીઝની ગઝલોને હવે ઇસ્લાહની જરૂર નથી. પીઠામાં મરીઝનું મૃત્યુ બતાવ્યું છે અને શાગિર્દને સાચી અંજલિ મદિરા પાનથી જ આપી શકાય એમ લાગતા પાક્કા નમાઝી અમીન મદિરા પાન કરે છે.

સુરત અને મુંબઈના જે તે વિસ્તારના વિશાળ ફોટોગ્રાફ્સ બેક ગ્રાઉન્ડમાં મૂકીને જે તે સ્થળનું વાતાવરણ ઊભું કરવામાં આવ્યું છે. પોતાની જાત પર અને ખુદા ઉપર સતત હસતો આ શાયર એવી સંવેદનશીલ ગઝલો આપે છે કે એ ચિરસ્મરણીય બની જાય છે. "વોરા ગુજરાતી અને સુરતી બોલીના મિશ્રણ જેવી ભાષા કલાકાર તરીકે ધર્મેન્દ્ર ગોહિલે" આત્મસાત કરી છે તો અન્ય કલાકારો પણ એ બોલીને સહજ રીતે પ્રગટ કરી શકે છે. તબીબને ત્રણ ત્રણ રૂપિયામાં ગઝલો વેચનાર આ શાયરનું સન્માન થાય છે ત્યારે જે રકમ આપવામાં આવે છે એ પણ એના સુધી પહોચતી નથી અને દુનિયાની રીત-રસમો માટે અવ્યવહારુ શાયર ગરીબીને જ જીવન માની જીવ્યે જાય છે.

શાયર મરીઝને તખ્તા દ્વારા જીવંત કરવાનું સાહસ દિગ્દર્શક તરીકે મનોજ શાહ અને અભિનેતા તરીકે ધર્મેન્દ્ર ગોહિલે કર્યું છે અને એ સાહસ ગુજરાતી રંગભૂમિ માટે અને મરીઝપ્રેમીઓ માટે યાદગાર બની રહેશે.

## (૫) જીતે હૈ શાન સે

શિશિર રામાવત લિખિત હિન્દી નાટક હતું,' જીતે હૈ શાન સે.' સવા કલાકના આ નાટકમાં વાત પ્રાણીઓ પર થતાં અત્યાચારની હતી.ડૉ કલ્યાણકર પોતાની લેબોરેટરીમાં પ્રાણીઓ પર વિવિધ પ્રયોગો કરતા રહે છે. એમની લેબોરેટરીમાં સ્વીટી(કૂતરી), મોતી(કૂતરો), મંગલ(મુર્ગા), ભોંદુ(ડુક્કર), વાનર, સસલું અને ડૉ. રેટ(ઊંદર) રહે છે. ડૉ. રેટ આ બધામાં વરિષ્ઠ છે.એમનું કામ અન્ય પ્રાણીઓને પ્રયોગો માટે તૈયાર કરવાનું છે. આ પ્રયોગ દરમ્યાન પ્રાણીઓને કોઈ પણ પ્રકારનું નુકસાન થાય કે એમનો જીવ જાય તો પણ હસતાં મોંઢે સહન કરવાનું, કારણકે માણસોની સેવા કરવી એ જ આ પ્રાણીઓનો પરમધર્મ હોવો જોઇએ, એવું ડૉ.રેટ અન્ય પ્રાણીઓના મગજમાં ઠસાવે છે. મનુષ્યના સ્વાસ્થ્ય માટે આ પ્રાણીઓ પોતાનો જીવ પણ આપે છે ને એમાં જ એમના જીવવાની શાન રહેલી છે, જીતે હૈ શાન સે.

આ પ્રયોગો દરમ્યાન એક પછી એક પ્રાણીઓ પર અત્યાચાર થતાં રહે છે. મોતીને નપુંસક બનાવવામાં આવે છે, સ્વીટી ગર્ભવતી હોય છે તો પણ એના પર પ્રયોગો કરવામાં આવે છે, નિર્દોષ સસલાને ડામ આપવામાં આવે છે. એક પછી એક બધા ખતમ થતાં રહે છે અને છેલ્લે વારો આવે છે ડૉ.રેટનો. ડૉ.રેટ ઉંમરલાયક હોવા છતાં એમના ઉપર પણ જોખમી પ્રયોગ કરવામાં આવે છે.

ડૉ.કલ્યાણકર અને એમના બે સાથીઓને બાદ કરતા આખી પાત્રસૃષ્ટિ પ્રાણીસૃષ્ટિ છે. પ્રાણીઓ જેવી જ એમની બોડી લેન્ગવેજ અને ભાષાને કારણે બધા જ કલાકારોનો અભિનય પ્રશંસનીય રહ્યો હતો. એમાં પણ ડૉ. રેટ(ધર્મેન્દ્ર ગોહિલ), સ્વીટી(શ્રુતિ ઘોલપ), મંગલ મુર્ગા(નયન શુક્લા)નો અભિનય વધુ સરાહનીય હતો. મંચ પર પાંચ મોટા શ્વેત પડદાને ભૂરો, કેસરી, લાલ, ગુલાબી અને લીલા રંગના પ્રકાશ આયોજન દ્વારા આ પ્રાણીઓની કેબિન બનાવવામાં આવી હતી. કૃષ્ણ-કન્હૈયાનુ સંગીત પણ દૃશ્યોને અનુરૂપ હતું.

ડૉ.કલ્યાણકર મનુષ્ય સમાજના કલ્યાણાર્થે નિર્દોષ પ્રાણીઓ ઉપર પ્રયોગો કરતા રહે છે અને મનુષ્ય સમાજ માટે જીવવામાં જ શાન રહેલી છે એમ માનીને આ પ્રાણીઓ જીવ્યે-મર્યે જાય છે. સમગ્ર મનુષ્ય સમાજ ઉપર અહીં તીવ્ર કટાક્ષ કરવામાં આવ્યો છે.પોતાના સ્વાર્થ ખાતર મનુષ્ય આ પ્રાણીઓ પર અખતરા કરે છે અને બુદ્ધિશાળી પ્રાણી હોવાનું ગૌરવ અનુભવે છે પણ આ પ્રાણીઓ જ્યારે બળવો કરશે ત્યારે? પોતાને સંવેદનશીલ ગણાતા મનુષ્યે આ પણ વિચારવું રહ્યું.

અમદાવાદના જયશંકર સુંદરી હોલમાં શતાયુ થિયેટર ફેસ્ટિવલ(૨૧–૨૫ માર્ચ,૨૦૧૧) દરમ્યાન મનોજ શાહ દિગ્દર્શિત પાંચ નાટકોએ જલસાનો અનુભવ કરાવ્યો. કઈ સ્થિતિમાં આ ફેસ્ટિવલ થયો એની ચર્ચા ન કરતા મનોજ શાહની ટીમે આ ફેસ્ટિવલ કર્યો એ રંગભૂમિની એક યાદગાર ઘટના ગણાવી જોઈએ. એક બીજાથી જુદા વિષયને સ્પર્શતા એક બીજાથી જુદી રજૂઆતને કારણે દિગ્દર્શક મનોજ શાહના વ્યાપ અને ઊંડાણનો પણ ખ્યાલ આવે છે તો પહેલા નાટકને બાદ કરતા ધર્મેન્દ્ર ગોહિલનો–ભર્તૃહરિ, શ્રીમદ રાજચંદ્ર, મરીઝ અને ડૉ.રેટ તરીકેની વિવિધ ભૂમિકાને કારણે એમની અભિનયક્ષમતાનો પણ સુપેરે પરિચય થાય છે. ગુજરાતી રંગભૂમિ પાસે મનોજ શાહ અને ધર્મેન્દ્ર ગોહિલ છે, એ એક ઊજળી બાબત છે. 'ઊંચા માચલો પરોગરામ' શીર્ષક હેઠળ આ પાંચ નાટકોની રજૂઆત થઇ હતી. આ રજૂઆત પછી ખરેખર કહેવું પડે કે 'ઊંચા માચલો પરોગરામ.'

---

**ધ્વનિલ પારેખ, ૪૨ આનંદનગર સોસા. સેક્ટર–૨૭, ગાંધીનગર ૩૮૨૦૨૭ મો.–૯૪૨૬૨૮૬૨૬૧ મ.દે.ગ્રામસેવા મહાવિદ્યાલય, સાદરા, ગાંધીનગર, 382320**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## 'દલો ઉર્ફે દલસિંહ' અને 'તલાશ' દલિત વાર્તામાં સામાજિક–આર્થિક સંઘર્ષ : એક તુલનાત્મક અધ્યયન: Haresh Parmar

દલિત સાહિત્ય કોણ રચી શકે એ મુદ્દો મહત્ત્વનો જરૂર છે, પણ એથી વિશેષ જરૂરી મુદ્દો દલિત સાહિત્ય આંદોલનને મજબૂત અને આગળ વધારવાનો છે. ડૉ. આંબેડકરની વિચારધારા દલિત સાહિત્ય આંદોલનની આધારશિલા છે. ડૉ. આંબેડકરની વિચારધારાની પૃષ્ઠભૂમિમાં મહાત્મા જ્યોતિબા ફુલે અને તથાગત બુદ્ધ રહેલા છે. આમ, દલિત સાહિત્યની એક સમૃદ્ધ પરંપરા બને છે. આ સમૃદ્ધ પરંપરાને આગળ ધપાવનાર દલિતસાહિત્ય છે. દલિતસાહિત્ય દલિત સમાજની વાસ્તવિક ભૂમિકાને સ્પષ્ટ રૂપે આલેખે છે તો બીજી તરફ અમાનવીય પ્રવૃત્તિને જાકારો પણ આપે છે. દલિત સાહિત્ય કોઈપણ રચે, દલિતસાહિત્યને કોઈ વાંધો નથી પણ દલિત સમાજ પ્રત્યેની પ્રતિબદ્ધતા દાખવતાં લેખકો કલમ ઉપાડે છે ત્યારે તેનો કોઈક ઉદ્દેશ્ય હોય છે. આ ઉદ્દેશ્ય તે ડૉ. આંબેડકરનો દલિત સમાજને આપેલો આખરી જીવન સંદેશ :

> *"मैं सारा जीवन अपने विरोधियों और अपने ही उन मुट्ठीभर लोगों से लड़ता रहा हूँ, जिन्होंने अपने स्वार्थी उद्देश्यों के लिए मुझे धोखा दे दिया. मैं बड़ी कठिनाईयों से कारवाँ को वहाँ तक लेकर आया हूँ, जहाँ यह आज दिखाई देता है. कारवाँ को इसकी राह में आने वाली बाधाओं, अप्रत्याशित विपत्तियों और कठिनाईयों के बावजूद चलते रहना चाहिए. अगर वे एक सम्मानजनक और प्रतिष्ठित जीवन जीना चाहते है, तो उन्हें इस अवसर पर अपनी क्षमता दिखानी ही होगी. यदि मेरे लोग, मेरे साथी कारवाँ को आगे ले जाने के योग्य नहीं हैं, तो उन्हें इसे वहीँ छोड़ देना चाहिए, जहाँ यह आज दिखाई दे रहा है, लेकिन उन्हें किसी भी रूप में इस कारवाँ को पीछे नहीं हटने देना चाहिए. मैं पुरी गंभीरता में यह संदेश दे रहा हूँ, जो शायद मेरा अंतिम संदेश हैं और मेरा विश्वाश है कि यह व्यर्थ नहीं जाएगा."[1]*

પોતાનાં અંતિમ શ્વાસ સુધી સમાજની ચિંતા કરનાર બાબાસાહેબ પોતાના સમાજને આ સંદેશ દ્વારા ભવિષ્ય અંગે પણ અંગુલિનિર્દેશ કરતાં જાય છે. તેઓ જાણતા હતા કે દલિતો પર થતાં અન્યાય અને અત્યાચાર આઝાદી પછી પણ ઓછા નથી થવાના માટે તેઓ સતત જાગૃત રહી સમાજનું કાર્ય કરવા માટે આહ્વાન આપતા હતા. તેઓ સ્પષ્ટરૂપે માનતા હતા કે દલિત સમાજમાંથી આગળ આવનાર શિક્ષિત દલિત, સમાજ,સરકાર સામે દેશમાં રહેતા દલિતોની વાસ્તવિક દશા પ્રસ્તુત કરે અને સરકાર પાસેથી મળતી સહાયનો યોગ્ય ઉપાયોગ કરી પોતાનાં સમાજને આગળ લઈ આવે. દલિતોને સંગઠિત કરવા તેમજ તેમને શિક્ષિત બનાવવા માટે ત્રી–સૂત્ર 'શિક્ષિત બનો, સંગઠિત હો અને સંઘર્ષ કરો' આપ્યું જે દલિતો માટે આજે પણ પ્રાસંગિક બની રહ્યું છે. પ્રસ્તુત વિષય સંદર્ભે જ્યારે વિચારવામાં આવે ત્યારે સામાજિક–આર્થિક પછી 'સંઘર્ષ'શબ્દ આવે છે. આઝાદી પછી પણ ગુલામી ભોગવનાર દલિત સમાજ

જાગૃત થાય છે અને અવાજ ઉઠાવે છે. જ્યારે તે અવાજ ઉઠાવે અથવા 'ના'ભણે ત્યારે સવર્ણ અને દલિત સમાજ વચ્ચે સંઘર્ષ ઉત્પન્ન થાય છે. અહીં ચયનિત વાર્તાઓને સામાજિક–આર્થિક સમસ્યા કે વિષમતા બતાવી અટકી નથી જવાનું પરંતુ સંઘર્ષ સુધી આગળ વધવાનું છે.

ઉપર્યુક્ત વિષય સંદર્ભે દલિત સાહિત્યમાં અનેક વાર્તાઓ મળે છે. પણ અહીં બે વાર્તાઓ લેવામાં આવી છે. સરળ રીતે સમજી શકીએ અને બીજી અન્ય વાર્તાઓના ઉલ્લેખ દ્વારા દલિત સાહિત્યની સમજનો અવકાશ પણ રહે માટે અહીં બે વાર્તાઓને ચયનિત કરી શોધ આલેખ લખવાનો ઉદ્દેશ્ય રહેલો છે. બીજો પ્રશ્ન એ ઉદ્ભવે કે સામાજિક–આર્થિક જ શા માટે ? કારણ કે, એવું પણ બને કે જેમાં આર્થિક સંઘર્ષ ન હોય અને છતાંય તેમાં જાતિવાદી અથવા સામાજિક સંઘર્ષ હોય. તો આવી વાર્તાઓને સ્વાભાવિક રીતે સામાજિક સંઘર્ષ દ્વારા મૂલવવામાં આવે. આ સામાજિક સંઘર્ષની વાત કરતાં એ સ્પષ્ટ કરવામાં આવે કે પ્રસ્તુત વાર્તામાં આર્થિક રીતે સદ્ધર હોવા છાતાં દલિત સમાજની સામાજિક સ્થિતિ બદલાતી નથી અને તેમને આરક્ષણની રૂએ જ જોવામાં અથવા તોલવામાં આવે છે. તેમની પ્રતિભા કરતાં તેમની જાતિ વિશેષની વાત વધુ થાય ત્યારે 'મનુ'નાશ પામ્યો છે તે કેમ કહી શકાય ?

પ્રસ્તુત વાર્તાઓ ભારતીય દલિત સાહિત્યનાં બે ભાષાનાં પ્રતિનિધિ લેખકોની દલિત વાર્તાઓ છે. ગુજરાતી ભાષાનાં લેખક હરીશ મંગલમ્ અને હિંદી લેખક જય પ્રકાશ કર્દમની વાર્તાઓ ક્રમશઃ 'દલો ઉર્ફે દલસિંહ'અને 'તલાશ'છે. 'દલો ઉર્ફે દલસિંહ'અને 'તલાશ'વાર્તાઓમાં સામાજિક–આર્થિક સંઘર્ષને કેન્દ્રમાં રાખી આ બંને વાર્તાઓનું તુલનાત્મક અધ્યયન કરવાનો અહીં આશય છે.

'દલો ઉર્ફે દલસિંહ'વાર્તામાં ગુજરાતના અમદાવાદ શહેરમાં બંધ થતી મિલો અને મિલોના બંધ થવાથી દલિતોની થતી દયનીય સ્થિતિનું વર્ણન છે. દલિત વર્ગ ગામડામાંથી શહેર તરફ વળે છે અને શહેરમાં મિલમજૂર બને છે. મિલમજૂર બન્યા પછી તેની આર્થિક સ્થિતિ મજબૂત બને છે. પરંતુ સમયની માર, મહાજનોની સ્વાર્થવૃત્તિ, મિલમાલીકોની જોહુકમી વગેરેના કારણે મિલો ટપોટપ બંદ પડે છે. જેની અસર સૌથી વધુ દલિતો પર પડે છે. દલિતોની રોજીરોટી છીનવાઈ જાય છે. આ પરિસ્થિતિમાં કથાનાયક દલો અને તેનો મિત્ર શિવો પણ ભોગ બને છે. બધું થઇ જવા પછી ખોખલા આશ્વાસનો રહે છે. પણ, જાતિભેદના અંધકારમાં કોઈ રોજગારનો રસ્તો જડતો નથી. જે લોકો મિલોમાં ત્રણ હજારથી વધુ કમાતા હતા તે હવે ફેક્ટરીઓમાં સાતસો જેટલા કમાય છે, અન્ય દલિતોને ગામડાનો રસ્તો લેવો પડે છે, કોઈ વળી મ્યુનિસિપાલિટીમાં સફાઈ કામદાર તરીકે જોડાય છે. દલો આવી દારુણ પરિસ્થિતિમાં પગીની નોકરી શોધે છે પણ દલિત હોવાના નાતે નોકરી મળતી નથી. પત્ની અને બાળકોનું ભરણપોષણ અમદાવાદ જેવા શહેરમાં કેમ થાય ? તેણે મોટી મૂછો રાખી તે દલામાંથી બન્યો 'દલસિંહ' અને તેને ફટ દઈને નોકરી મળી. દલસિંહ પોતાની નોકરી ખંતથી કરે છે. પગીની નોકરી હોવા છતાં, તેમજ અન્ય પ્રલોભનો મળવા છતાં દલો ઈમાનદારી અને નિષ્ઠાથી નોકરી કરે છે. પોતાની નોકરી દરમ્યાન તે દશ જેટલા મજૂરોને પણ પકડે છે જેના પરિણામે તેને જૈન મંદિરમાં પગીની નોકરી મળે છે. પણ સંજોગવશાત્ એક દિવસ દલાના વેવાઈ મંગળદાસ દ્વારા જાતિભેદ ખુલ્લો પડે છે. ઈમાનદાર અને પોતાના કામ પ્રત્યે સમર્પિત દલાને નોકરી છોડી ભાગવું પડે છે.

'તલાશ'વાર્તા આર્થિક રીતે સદ્ધર એવા દલિત અધિકારી રામવીર સિંહની વાર્તા છે. નાયક 'કર અધિકારી'છે. તે એક અધિકારી તેમજ નામથી રામવીર સિંહ (આર. પી. સિંહ) હોવાથી તેની જાતિ આપોઆપ છુપાઈ જાય છે. તે પ્રથમ ગેસ્ટહાઉસમાં રહી પોતાને રહેવા માટે મકાન શોધે છે. એક ગુપ્તાનું મકાન તેને અનુકૂળ આવે છે. તે મકાનના ૩૦૦૦ રૂ. (વધુ) હોવા છતાં નાયકને તેમાં રહેવું પડે છે. તે અધિકારીની સાથે એક સારા સમાજસેવક અને લેખક પણ છે. પોતાની રચનાત્મકવૃત્તિને વધુ સમય આપવા માટે એક દલિત સ્ત્રીને તે ભાડે રાખેલા મકાનમાં ઘરકામ તેમજ ભોજન બનાવવા માટે રાખે છે.

જેની જાણ મકાનમાલિક ગુપ્તાને થતા અધિકારી રામવીર સિંહને બીજું મકાન શોધવાનું સ્પષ્ટ કહી દે છે. નાયકની મકાનની તલાશ ફરી આરંભાઈ જાય છે.

પ્રસ્તુત બંને વાર્તાઓની કથાવસ્તુને જોઈ. હવે તેમાં રહેલાં સામાજિક–આર્થિક સંઘર્ષની વિશદ ચર્ચા કરીએ.

'દલો ઉર્ફે દલસિંહ'વાર્તામાં 'દલો'શહેરમાં રહેતી દલિત જાતિનું પ્રતિનિધિત્ત્વ કરે છે. દલો ખૂબ મહેનતુ, ઈમાનદાર, સજાગ અને નીડર વ્યક્તિ છે. મિલો બંધ થવાની માહિતી તેને પહેલાથી જ મળી જાય છે. તે મહાજનને તેની જાણ કરે છે. પણ મહાજન–માલિક એક થઇ ગયા હોય ત્યાં દલાનું કોણ સંભાળે ? દલો અન્ય મીલકામદારોને પણ જણાવે છે. મીલકામદારો નોકરી જવાના ભયે દલાનો સાથ આપી શકતા નથી. આખરે મિલો બંધ પડે છે. દલિત સમાજ પાયમાલ થઇ જાય છે. જેની સ્થિતિનું વર્ણન વાર્તામાં કરવામાં આવ્યું છે –

> *"ગામડાંઓમાં ખેત–મજૂરીની લોહી–પસીનો એક કરતી વેઠમાંથી માંડ છુટકારો થયો હતો, ત્યાં વળી, પાછો આ કારમો આઘાત સૌના દિલને દઝાડી ગયો. બેરોજગારીના ખપ્પરમાં મજૂરવર્ગ રહેંસાયો. આપઘાત કરવાના બનાવોના સમાચારોની છાપામાં પ્રગટ થવાની ઘટના રોજિંદી બની ગઈ. શહેરની જાહોજલાલીના ખરા ટાણે ઈતિહાસે પડખું ફેરવ્યું હતું. એક પછી એક પછી બીજી ને પછી પથરા મિલ પણ બંધ પડી."[2]*

મિલો બંધ થવાથી અન્ય જાતિ–સમાજ કરતા વધુ બદહાલ દલિત સમાજ બન્યો. દલિત સમાજ શહેરમાં પણ જાતિભેદનો ભોગ બન્યો અને બેરોજગારીના ખપ્પરમાં વધુ ખૂંચતો ગયો. અહીં તેની ભયાનક વિષમ આર્થિક પરિસ્થિતિના કારણે દલિત સમાજ આર્થિક સંઘર્ષ અનુભવે છે. તે આવી દારુણ આર્થિક ભીંસમાં પણ ગામડાઓમાં જાતિ ભેદનો શિકાર થવા નહોતા માંગતા, તેઓ માટે આત્મહત્યા અથવા બીજા કાર્ય કરવા સિવાય અન્ય રસ્તો ન હતો. શહેરની બંધ પડેલી મિલો તેમના જીવનને સ્થગિત કરી જાય છે. બંધ ચીમનીને કારણે તેમનો સમય અસ્તવ્યસ્ત થઇ જાય છે –

> *"અચાનક ક્યાકથીં વિકરાળ સમયનો પંજો ફરી વળ્યો ને જાણે સર્વનાશ નોતરી ગયો ! ચીમનીઓની તીણી ચીસો ને ભૂંગળાંથી જાગતું શહેર ઠરીને ઠીકરું થઇ ગયું."[3]*

મિલોમાં સાંધ્ય સ્કૂલો પણ ચાલતી હતી, જેના કારણે દલિતો અક્ષરજ્ઞાન પણ મેળવતા હતા, હવે સમયની થપાટને કારણે તે અજ્ઞાનતાના અંધકારમાં ફંગોળાય રહ્યા હતાં. તેમના જીવન જાણે બહેરાં–મૂંગા થઇ ગયા હતાં. અમુક દલિતો મ્યુનિસિપાલિટીમાં સફાઈ કર્મચારી બની જીવનને ઢસડવા લાગ્યા, કોઈ અનિચ્છાએ ગામડાંઓ તરફ વળે છે, તો અન્ય દલિતો ફેક્ટરીમાં જોડાય છે. જ્યાં દલિતો માટે મિલો એક આશાનું કિરણ હતી તે બંધ પડી જવાથી ફરી જાતિભેદના અંધકારમાં ગરક થવા લાગે છે. જ્યાં મિલોમાં ત્રણ હજાર કમાતા હતાં હવે ફેક્ટરીમાં હાડમાર મજૂરીમાં પણ સાત સો કમાય છે જેમાં માંડ પરિવારનું પૂરું થાય છે, અક્ષરજ્ઞાનની વાત હવે વીસરાય જવા પામી છે, બાળકોનું જીવન ઉકરડા ફેંદવામાં પસાર થવા લાગ્યું હતું. દલો આ પરિસ્થિતિ નથી જોઈ શકતો, તે પણ આખરે શું કરે ? અન્ય મજૂરની જેમ તે પણ લાચાર છે. આર્થિક–સામાજિક સંઘર્ષની વચ્ચે દલિત સમાજ પીસાય છે. યોગ્યતા હોવા છતાં સવર્ણ સમાજ દલિત સમાજના વ્યક્તિઓને જાતિભેદના કારણે નોકરી પર રાખતા નથી. દલો પણ જાતિભેદનો ભોગ બને છે. તે પગીની નોકરી માટે દર–દર ભટકે છે. આખરે કથાનાયક પોતાનું નામ અને ચહેરો બદલાવી મોટી મૂછો રાખી પોતાની જાતિ છુપાવી દલામાંથી 'દલસિંહ' બને છે ('જીવ્હા મી જાત ચોરલી', બાબુરાવ બાગુલ). નામ–જાતિ બદલવાથી દલાને ફટ દઈને નોકરી મળે છે. નિષ્ઠા, ઈમાનદારીથી કામ કરતા દલાને બઢતી મળે છે. તેને જૈનોના મંદિરમાં પગી તારીખે રાખવામાં આવે છે.

દલો પોતાની શાખ જમાવી 'શિવા'ને પણ સાથે જોડે છે. પૂર્વ પગીના કાવતરાને ભાંપી તેની ચોરીને રંગે હાથ પકડે છે. પરંતુ આ બધાની વચ્ચે પણ દલો પોતાની ઓળખ છતી થઇ જવાની બીકને કારણે સામાજિક આંતરિક સંઘર્ષ અનુભવે છે –

> *"ગામના લોકો તેમજ મંદિરના ટ્રસ્ટી મંડળના સભ્યો દલસિંહની પ્રમાણિકતા અને ફરજ નિષ્ઠા પર વારી ગયા. આમેય, દલસિંહ વાતોડીયો ને સ્વભાવે સરળ, ઘણા બધા ભાઈબંધ થઈ ગયા.કો'ક્વાર જમવા જવાનું થતું. 'આપણે તો ભાયાત કે'વાઇએ !' કહીને હોંશે હોંશે આવકારતાં. દલસિંહનો એક્કો સર થઈ ગયો ! પગાર પણ બે હજાર મળતો. ખુશ થતો, પણ કો'ક વાર ઢીલોઢફ થઈ જતો. વિચારતો–દલસિંહ તું ધ્યાન રાખજે. અહીં કોઈ ભાયાત–બાયાત નથી. કોઈ તારાં નાતીલાં નથી. કોઈ દા'ડો ભઈની ભઈયારિ નહિ ને તર્કની સહિયારી નહિ, સમજ્યો ! તું જાતનો દલિત. એ લોકોની નજરમાં હડધૂત થયેલો અભાગિયો...એક અછૂત. જે દિવસે બધાને ખબર પડશે કે તું દલિત છે, તે દિવસે તારી બોટી પણ હાથ નહિ આવે ! – થોડી વાર અટક્યો. ઉદાસી ખંખેરતાં મનોમન બબડ્યો – દલા જા તું ભાડમાં ... ને મૂછને વળ દેતાં દેતાં મંદિર તરફ પગ વાળ્યા."[4]*

પોતાની જાત છુપાયેલી હોવા છતાં એક દલિત અંદરથી પોતાની ઓળખ માટે ભય અનુભવે છે. પ્રવર્તમાન સામાજિક વિષમતા વાસ્તવિક રૂપે નિરૂપાય છે. દલાને નોકરી જવાની અને આર્થિક ભીંસમાં ફરી ભીંસાઈ જવાની બીક તો છે જ પણ જો ઉજળિયાત વર્ગને ખબર પડી જાય તો જાનનું જોખમ પણ રહેલું છે. દલો પરિસ્થિતિનો સામનો કરે છે, તે બહાદુર હોવા છતાં આંતરિક રીતે જાતિ ભેદની સામે હારી જાય છે. આખરે મંગળદાસ વેવાઈ દ્વારા તેની જાતિની ઓળખ છતી થાય છે. તેની ફરજનિષ્ઠા, ઈમાનદારી, બહાદુરી, મળતાવડો અને સરળ સ્વભાવ પણ તેને બચાવી નથી શકતા. તેને મંદિર અને ગામ છોડી ભાગવું પડે છે. દલો આખરે દલો જ રહે છે. તેનું કોઈ પરિવર્તન ઉજળિયાતોને મંજૂર નથી, માટે પોતાનો લાગતો દલસિંહ પરાયો, પાપી, અસ્પૃશ્ય બની જાય છે. આર્થિક પરિસ્થિતિને કારણે દલો સામાજિક સંઘર્ષનો ભોગ બને છે.

'તલાશ' વાર્તામાં આર્થિક સંઘર્ષ કરતા સામાજિક સંઘર્ષ વધુ જોવા મળે છે. કથાનાયક રામવીર સિંહ (આર. પી. સિંહ) પોતાના નામ અને કર અધિકારી હોવાથી તેની જાતીય ઓળખ છુપાઈ જાય છે. કથાનાયક લેખન અને વાચનના શોખીન હોવાથી પોતાને અનુકૂળ આવે અને રચનાત્મક કાર્ય બેરોકટોક રીતે કરી શકે એવા મકાનની તલાશ કરે છે. જેમાં ગુપ્તાનું મકાન તેને પસંદ પડે છે. તેની જાતિ શું છે ? તે જાણવા ગુપ્તા પ્રયાસ કરે છે પણ એક અધિકારી સાથે પોતે વાત કરે છે તે ખ્યાલ આવતા તેનો વ્યવહાર બદલાય જાય છે –

> *"'आपका नाम क्या है ?' गुप्ता का पहला सवाल था.*
>
> *'मुझे आर. वी. सिंह कहते हैं.' राम्विअर सिंह ने जवाब दिया.*
>
> *'आप कहाँ के रहने वाले है ?' गुप्ता ने दूसरा सवाल किया.*
>
> *'मैं बुलंद शहर का रहने वाला हूँ.' रामवीर सिंह ने कहा.*
>
> *'सिंह साहब, आप क्या करते हैं ?' गुप्ता ने अगला सवाल किया.*
>
> *'मैं व्यापर कर अधिकारी हूँ.' रामवीर सिंह ने बताया."[5]*

વ્યાપાર કર અધિકારીનું નામ સાંભળતા જ ગુપ્તાની વાતમાં પરિવર્તન આવે છે. એક દલિત અધિકારી હોઈ શકે ? એ વિચારથી જ તે નચિંત બની જાય છે.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

કથાનાયક આર્થિક રીતે સધ્ધર છે. માટે તે ૩૦૦૦ જેટલા રૂ. આપીને પણ ગુપ્તાનું મકાન ભાડે રાખે છે. તે દલિત અધિકારી હોવાથી પોતાના દલિત સમાજ પ્રત્યે માનવીય ભાવ ધરાવે છે. તે પોતાના ઘરેલું કામ માટે એક દલિત સ્ત્રીને બોલાવે છે. તેમજ તે દલિત સ્ત્રીને પોતાની રચનાત્મક પ્રવૃત્તિને વધુ સમય આપવા માટે રસોઈનું કામ પણ કોઈ ભેદભાવ વગર આપે છે. ગુપ્તાની પત્નીને આ બાબતની જાણ થતાં ગુપ્તાને રોશ સાથે તે કહે છે કે –

“अब तक तो आर. वी. सिंह केवल सफाई ही करवाता था रामबती से, अब उससे खाना भी बनवाने लगा हैं. किचन में स्लेब, नल हर चीज को हाथ लगाती होगी वह.”[6]

સવર્ણ સમાજના માનસ પર આદિકાળની સત્તાનો અંધકાર હજુ સુધી ગયો નથી. હજુ તે છૂત–અછૂત, પવિત્ર–અપવિત્રમાંથી બહાર નથી નીકળી શક્યો. આઝાદી ક્યાં આવી છે ? સવર્ણના દરબારમાં ? તો તે માત્ર રાજકીય આઝાદી છે. માનસિક–સામાજિક આઝાદી હજુ આવવી બાકી છે. ગુપ્તા એક વ્યાપારી હોવા છતાં જ્યારે આભડછેટનું ભૂત ધૂણવા લાગે છે ત્યારે પોતાના વ્યાપારની પણ ફિકર કર્યા વગર રામવીર સિંહને મકાન ખાલી કરવાનો નિર્દેશ આપી દે છે –

“संविधान से देश चलता है साहब, समाज नहीं ! समाज परंपराओं से चलता हैं. इस पुरे मोहल्ले में ब्राह्मण-बनिए रहते हैं – धरम-करम से चलते वाले. आपको मेरी बात नहीं चंच रही है तो आप देख लीजिए साहब आप ही. आप रामबती से ही खाना बनवाना चाहते हैं तो आपको मकान खाली करना पडेगा.”[7]

રામવીર સિંહ પોતાની જાતિ અને સંવિધાનના અપમાનને પી જાય છે. તે અહીં આંતરિક સંઘર્ષ અનુભવે છે. રામવીર સિંહ પણ જાતિભેદને ચાખી લેવા તૈયાર નથી. તે સામાજિક આંતરિક સંઘર્ષ અનુભવે છે. આમ છતાં, તેના મનોસંચલનો જાતિભેદને માન્યતા આપવા કે જાતિભેદને ચલાવી લેવા તૈયાર નથી. તે વિચારે છે કે –

“कोई एसी बात हो तो मानी जा सकती है जैसे – वह गन्दी रहती हो, उसमे चोरी-चकारी की आदत हो या उसे खाना ठीक से बनाना नहीं आता हो. पर रामबती में ऐसी कोई बात नहीं है. वह खाना बनाने में कुशल और इमानदारी महिला है. इसलिए केवल इस आधार पर उससे खाना नहीं बनवाने का कोई औचित्य नहीं है कि वह जाति से चूहडी है. ऐसा करना तो जातिवाद को बढ़ावा देना है. गुप्ता कि बात मानकर रामबती से खाना बनवाना बंद कर देना तो छुआछूत और जातिवाद के सामने हथियार दाल देना होगा जो समाज का सबसे बड़ा दुश्मन हैं और इसका विरोध मैं आज तक करता आया हूँ.”[8]

માત્ર જન્મ ને કારણે ભેદ અને વિષમતા ને નાયક નકારે છે અને તે જાતિવાદ સામે ન નમવાનો નિર્ધાર કરતા ગુપ્તા ને કહે છે કે –

“यदि यह बात है तो मैं आपका मकान खाली करने के लिए तैयार हूँ. लेकिन जातिगत भेदभाव के आधार पर मैं रामबती से खाना बनवाना बंद नहीं करूँगा.”[9]

રામવીર સિંહ પોતાનો નિર્ણય કહીં બીજું મકાન શોધવા નીકળી પડે છે. જે તલાશ સમતાવાદી સમાજની તલાશ છે. પરંતુ શોધ હજુ આરંભી છે તેની સફળતા શહેર કેટલું પ્રગતિશીલ છે એના આધાર પર નહી પરંતુ તેનો સામાજિક વિકાસ કેટલો થયો છે તે આધાર પર છે.

પ્રસ્તુત વાર્તામાં આર્થિક સધ્ધરતાને કારણે નાયકની જાતિ અંત સુધી છુપાયેલી રહે છે. પરંતુ બીજી તરફ દલિત સમાજનું પ્રતિબિંબ રામબતી દ્વારા પ્રકાશમાં આવે. છે. એક પરોક્ષ વ્યક્તિ રામબતી દ્વારા પરોક્ષ દલિત સમાજની આર્થિક સ્થિતિનો ખ્યાલ અહીં આવે છે. રામવીર સિંહ દરિયામાં દેખાતી બરફની ટોચ માત્ર છે. પાણીની અંદરનો ભાગ હજુ પણ આદિમ આર્થિક સ્થિતિમાં જ જીવવા લાચાર છે. રામબતીને કોઈપણ કામ મળે તે સહજ આનાકાની વગર સ્વીકારી લે છે. જે તેની આર્થિક લાચારી પર પ્રકાશ પાડે છે. પરંતુ જન્મના આધાર પર જાતિભેદના કારણે દલિત સમાજ આર્થિક રીતે સમૃદ્ધ બની નથી શકતો. ત્યાં સુધી તેના પર પ્રતિબંધ છે કે તે કોઈ સંમાન જનક કાર્ય સવર્ણ સમાજના વિસ્તારમાં નથી કરી શકતા. રામબતીને રોજગાર પણ એક દલિત અધિકારી આપે છે અને રમબતીના રોજગાર તેમજ આત્મસંમાન માટે પોતે બીજા મકાનની શોધ પણ આરંભી દે છે. દલિત સમાજ અન્ય સફાઈ કામ તો કરી શકે જેમ કે મેલું ઉપાડવું, ગટર સાફ કરવી, કચરો ઉપાડવો વગેરે. પણ તે ઘરકામ ન કરી શકે તેમજ રસોઈ માટે પણ પ્રતિબંધ, વિશેષ પરિસ્થિતિ સિવાય દલિતો માટે ગૃહ–પ્રવેશ પ્રતિબંધિત છે. આમ, આર્થિક સંઘર્ષનું કારણ આર્થિક વિષમતા અને જાતિભેદ પણ છે.

પ્રસ્તુત બંને વાર્તાનું તુલનાત્મક અધ્યયન કરીએ તો, ગુજરાતી પટ્ટી અને હિન્દી પટ્ટી બંનેમાં જાતિભેદ, સામાજિક વિષમતા, દલિત સમાજ પ્રત્યેનો પરંપરાવાદી વ્યવહાર, આર્થિક બેહાલી, સવર્ણ સમાજની નિષ્ઠુરતા વગેરે પક્ષ સમાન છે. બંને વાર્તાઓનું અધ્યયન કરતા જણાય છે કે શહેરમાં વસતા દલિત સમાજની હાલત કફોડી છે. તે કોઈ પણ કામ કરવા માટે તૈયાર હોય છે કારણ કે રોજગારનો અભાવ તેને કોઈ પણ કામ કરવા માટે લાચાર બનાવે છે. આઝાદી પછી પણ સમાનતાનો અભાવ અને રૂઢિ–પરંપરાનો પ્રભાવ બળવત્તર બની દેશને કોરી ખાય છે. બંને વાર્તાઓમાં દલિત આંતરિક સામાજિક સંઘર્ષમાંથી પસાર થાય છે.

પ્રસ્તુત બંને વાર્તાઓમાં અસમાનતા પણ વર્તાય છે. જેમાં કે દલો પોતાની જાતિ જાણીબૂજીને છૂપાવે છે, જ્યારે રામવીર સિંહની જાતિ આપોઆપ છૂપાય જાય છે. દલો ઉર્ફે દલસિંહ વાર્તામાં દલિત સમાજની બેહાલી અને પરિસ્થિતિજન્ય લાચારીનું આલેખન સુદ્રઢ રીતે અભિવ્યક્ત થયું છે. તલાશ વાર્તામાં નાયકની આર્થિક સધ્ધરતા એ રમબતી દ્વારા પરોક્ષ રીતે આલેખાયેલો ગરીબ દલિત સમાજને કારણે દલિત જીવનની સૂક્ષ્મ બાબતોનો અહીં ઉઠાવ નથી થઈ શક્યો. દલો ઉર્ફે દલસિંહ વાર્તામાં અંત સમય પર આવતા દલાને શહેર છોડી ભાગવું પડે છે જ્યારે તલાશ વાર્તામાં નાયક મકાન બદલાવવા માટે જાય છે અને પરિવર્તનની વાત કરી દલિત ચેતના પ્રત્યક્ષ રીતે આલેખાય છે.

પ્રસ્તુત બંને વાર્તાઓ ભિન્ન પ્રદેશમાં અને ભાષામાં સર્જાઈ હોવા છતાં તેની સંવેદના એક છે. દલિત વાર્તા સંદર્ભે તેમજ દલિત સમાજ પર થતા અત્યાચારોને હિંદી લેખિકા રમણિકા ગુપ્તા કહે છે કે –

> "सवर्ण-संहिता के अनुसार दलितों का इलाज पत्थर ही करते है. चेतना की सजा चेतनाशून्य, पत्थर से बढकर और कौन दे सकता था भला संवेदनहीन सवर्ण-संहिता की नजर में ?"[10]

જન્મના આધાર પર જ્યારે દલાની ઓળખાણ થાય છે ત્યારે પથ્થર હૃદય સવર્ણ સમાજ પથ્થર લઈને પાછળ પડે છે. અમાનવીય અને બર્બર હકીકત હવે સાહિત્યના માધ્યમ દ્વારા દલિત સાહિત્યમાં આલેખાય છે. જે માત્ર ત્રાસદી ન રહેતા જે સમાજ આ ત્રાસદી ભોગવે છે તેને માટે ચેતના અને હિમ્મત બની જાય છે. દલિત સાહિત્ય માત્ર સમસ્યા નથી પણ સમસ્યા સામે ઝઝૂમતા પાત્રોની સંઘર્ષગાથા છે. અહીં આપણે સામાજિક–આર્થિક સંઘર્ષને ભોગવતા દલિત સમાજને જોયો છે. જે સામાજિક–આર્થિક સંઘર્ષની સાથે રાજનૈતિક, શૈક્ષિક, ધાર્મિક, સાંસ્કૃતિક વગેરે સંઘર્ષનો અનુભવ પણ કરે છે. બંને

વાર્તાઓને જોતા ડૉ. આંબેડકરનો પ્રસંગ પણ જોડાય જાય છે જે વડોદરામાં નોકરી અર્થે આવે છે અને પારસીની વીશીમાં નામ અને જાતિ છુપાવીને રહે છે. જાતિ ખુલ્લી પડી જતા ડૉ. આંબેડકરને અપમાનિત થઇ ગુજરાત છોડવું પડે છે. બાબુરાવ બાગુલની વાર્તા 'જ્યારે મેં જાત છુપાવી' પણ ગુજરાતના પ્રદેશ સંદર્ભે રચવામાં આવી જે મહાત્મા ગાંધીના શાંતિપ્રિય અને અહિંસક ગુજરાતની હિંસક જાતિવાદીતાને ખુલ્લી પાડે છે. આઝાદી કોને મળી છે ? દલિતોને માટે આઝાદી મેળવવાનો સંઘર્ષ હજુ જારી છે. સવર્ણ સમાજનો આઝાદી પછીનો દલિતો પ્રત્યેનો વ્યવહાર પણ 'જૈસે થે' જેવી સ્થિતિ દર્શાવે છે ત્યારે દલિત સાહિત્ય પ્રાસંગિક બની પાઠક વર્ગને સંવેદનાની સાથે વાસ્તવિકતાનો પરિચય કરાવે છે. ભારતીય સમાજ રચનામાં આમૂલચૂલ પરિવર્તન માટે ડૉ. આંબેડકર આજીવન લડતા રહ્યા, જ્યાં સવર્ણ સમાજમાં કોઈ પરિવર્તન નથી દેખાતું ત્યાં ડૉ. આંબેડકર પોતાના સમાજને શીખ આપતા કહે છે કે –

"सामाजिक तथा आर्थिक पुननिर्माण के आमूल परिवर्तनवादी कार्यक्रम के बिना अश्पृश्य कभी भी अपनी दशा में सुधार नहीं कर सकते.'[11]

અન્ય સમાજ માટે જેમ સામાજિક – આર્થિક બાબત વિકાસ માટે જરૂરી છે તેમ દલિત સમાજ માટે પણ તે પાયાની જરૂરિયાત છે.


1. रत्तू, नानकचंद. "आखिर तक बाबा के साथ." बयान 33 (2009), पृ. 84.
2. મંગલમ્, હરીશ, "દલો ઉર્ફે દલસિંહ", તલપ, અમદાવાદ : કુમકુમ પ્રકાશન, ૨૦૦૧, પૃ. ૨૧
3. એજન, પૃ. ૨૧
4. એજન, પૃ. ૨૫
5. प्रो. कालीचरण 'स्नेही', સંપા. दलित-दुनिया. दिल्ली : नवभारत प्रकाशन, 2009, पृ. 157.
6. એજન, पृ. 161
7. એજન, पृ. 162
8. એજન, पृ. 163
9. એજન, पृ. 163
10. रमणिका गुप्ता, સંપા. दलित कहानी संचयन. नई दिल्ली : साहित्य अकादेमी, 2009 पृ. 8.
11. सेठ, श्री कैलाश चन्द्र સંપા. बाबा साहेब डा. अम्बेडकर संपूर्ण वाङ्मय. Vol. 10. नई दिल्ली : डा. अम्बेडकर प्रतिष्ठान, 1996 पृ. 94.



**Haresh Parmar, Research and Teaching Assistant in Gujarati (RTA in Gujarati), School of Humanities, Block – F, Room 47, Tagore Bhawan, Indira Gandhi National Open University, Maidan Garhi, New Delhi – 110068 Mo. 0 9716104937 Email – hareshgujarati@gmail.com**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# સૌંદર્યમીમાંસા – થોડી પ્રાથમિક ચર્ચા: ડૉ. હિમ્મત ભાલોડિયા

## ‘એસ્થેટિક’નો ઈતિહાસ

પ્રાગૈતિહાસિક કાળમાં કલાઓ માટે ‘એસ્થેટિક’ શબ્દનો બહુ ઓછો ક્યાંક ક્યાંક ઉપયોગ થયેલો મનાય છે, તેથી તેનું વસ્તુ, ઉપજ અને ઉપયોગિતા સ્પષ્ટ થયા નથી. તેની ઉત્પાદકતા અને આદાનપ્રદાનતા વિશે પણ અસ્પષ્ટતા જ રહી છે. દુનિયાની મુખ્ય આઠ પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓ – ઈજિપ્ત, મોસેપોટેમિયા, ગ્રીસ, ચીન, રોમ, ભારત, પર્સિયા અને માયન – ગણાય છે. આ પ્રાચીન સંસ્કૃતિઓની નગરવ્યવસ્થાનો (civilization) થયેલો વિકાસ અને એની કલા કારીગરી માટે ‘Aesthetic’ શબ્દ પ્રયોજાયો હશે. ત્યારબાદ આ શબ્દ માણસની શારીરિક શક્તિઓ અને સુંદરતા માટે વપરાયો છે. માણસનું શરીર સૌષ્ઠવ (શારીરિક બાંધો), તેના વાળ અને આકર્ષક દેખાવ જેવા તત્વો શારીરિક સુંદરતામાં વધારો કરતા હોઈ તેને માટે પણ ‘એસ્થેટિક’ (Aesthetic) શબ્દ ઉપયોગમાં લેવાયો છે.

‘સૌંદર્યમીમાંસા’ એ ‘તત્ત્વજ્ઞાન’ એટલે કે ‘દર્શનશાસ્ત્ર’ની એક શાખા છે. જેને પછી કલાનાં મૂલ્યાંકનનાં માનદંડ તરીકે લાગુ કરવામાં આવી. ‘એસ્થેટિક’ને સામાન્ય રીતે સૌંદર્યનાં સિદ્ધાંત તરીકે પરિભાષિત કરવામાં આવે છે, પણ વિશાળ અર્થમાં તો તે કલાનાં ‘તત્ત્વજ્ઞાન’ કે ‘કલામીમાંસા’ તરીકે જ ઓળખાય છે. એને માટે એવું કહેવાય છે કે, “Aesthetics - a branch of Philosophy dealing with beauty and beautiful.” 18મી સદી સુધી પરંપરાગત રૂપે સૌંદર્યતત્ત્વ તરીકે જ એસ્થેટિકને સમજવામાં આવતું. એની પરિભાષામાં દર્શનશાસ્ત્ર પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું હતું. પારંપરિક સૌંદર્યશાસ્ત્રએ સાર્વભૌમિક અને કાલાતીત માનદંડો દ્વારા કલાત્મક મૂલ્ય પ્રાપ્ત કર્યું છે. પરંતુ 1950 પછી એસ્થેટિકની અવધારણાઓ બદલાઈ. સૌંદર્ય અને એને સંબંધિત અવધારણાઓ વિશેનાં વિચારોનાં સર્વેક્ષણ બાદ સૌંદર્યશાસ્ત્રમાં સૌદર્યાનુભવનું મહત્વ વધ્યું અને સૌંદર્યાત્મક દ્રિષ્ટકોણમાં વિવિધતા આવી. સાહિત્ય અને કલાઓમા એની ચર્ચા થવા લાગી. લલિત કલાઓમાં એને પ્રકૃતિ અને અભિવ્યક્તિની સુંદરતા તરીકે લાગુ કરવામાં આવી. સૌંદર્યમીમાંસામાં પ્રકૃતિ અને સૌંદર્યની અભિવ્યક્તિનું આલેખન થવા લાગ્યું. જેને લીધે એને લલિતકલાઓ સાથે સીધો સંબંધ બંધાયો. સૌદર્યમીમાંસા કલાનાં નિયમો અને સિદ્ધાંતોનું અધ્યયન કરે છે. સૌંદર્યમીમાંસા એ કલાત્મક સત્ય અને સૌંદર્ય શું છે ? તેને રજૂ કરતો વિચાર છે. જેથી એસ્થેટિક માત્ર પરંપરિત તત્ત્વજ્ઞાનની એક શાખા જ ન રહેતા કલા માત્રની ચર્ચામાં એને સ્થાન મળ્યું. આમ, એસ્થેટિકને એક વિશાળ મંચ મળ્યો.

‘Aesthetic’ને ગ્રીકમાં ‘aisthetikos’ કહેવાય છે. જેનો અર્થ ‘esthetic’, ‘sensitive’, ‘sentient’ એવો થાય છે.

જર્મન ચિંતક એલેકઝાન્ડર બુમગાર્ટને (Alexander Baumgarten) 1735માં જર્મનીમાં ‘Asthetik’ એવો ‘aesthetics’ ની સાથે મેળ ખાતો નવો જ અર્થ આપ્યો.

એસ્થેટિકને લગતી કેટલીક વ્યાખ્યાઓ આ પ્રમાણે છે.

"Aesthetics is a branch of philosophy dealing with the nature of beauty, art, and taste, and with the creation and appreciation of beauty." (Merriam-Webster Dictionary online)

Aesthetics as "critical reflection on art, culture and nature." (Kelly-P.9, 1998)

ઇમ્મેન્યુએલ કાન્ટે કહ્યું છે, "સૌંદર્ય એ નૈતિકતાનું એક પ્રતિક છે." (Beauty is a symbol of morality.) એટલું જ નહીં એણે એમ પણ કહ્યું છે, "પ્રકૃતિનો આનંદ લેવો એ સારી આત્માનું નિશાન છે." (The enjoyment of nature is the mark of a good soul)

## ભારતીય સૌંદર્યમીમાંસા

ભારતમાં 'Aesthetics'ની ચર્ચા ખાસ કરીને તાત્ત્વિક ધોરણે થઇ છે. આપણે ત્યાં 'Aesthetics'ની વિચારણાનાં મૂળ પ્રાચીન તત્ત્વજ્ઞાનમા રહેલા છે. ત્યારપછી વિવિધ કલાઓ–શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર, નૃત્ય, સંગીત અને સાહિત્ય–મા આ શબ્દ પ્રયોજાયો છે.

'Aesthetics' ને સમજવા માટે આપણો 'સત્યમ્, શિવમ્ અને સુંદરમ્'નો તાત્ત્વિક વિચાર સર્વશ્રેષ્ઠ છે. 'સત્યમ્, શિવમ્ અને સુંદરમ્'નું પોતપોતાની રીતે સ્વતંત્ર મૂલ્ય છે. જેમ કે, " 'Sat' is the truth value. 'Shiv' is the good value. and 'Sundram' is the beauty value." માણસ શ્રવણ, મનન અને સાધના દ્વારા એ ત્રણેય આદર્શ મૂલ્યોને પ્રાપ્ત કરી 'મહાન' કે 'પરમ' બને છે. રવીન્દ્રનાથ ટાગોરને આપણે 'મહાન' કહી શકીએ. કારણકે એમના સાહિત્યમાં આપણને 'સત્યમ્, શિવમ્ અને સુંદરમ્'ના દર્શન થાય છે.

ભારતીય નાટ્ય સાહિત્યમાં 'ભાવ' અને 'રસ' શબ્દ પ્રયોજાયો છે, તે આ 'Aesthetics' નાં સંદર્ભમાં જ વપરાયેલો છે. 'ભાવ' અને 'રસ' ખરેખર તો સૈદ્ધાંતિક સમજ છે. તે આસ્વાદવાની અને અનુભવવાની વસ્તુ છે. એને યોગ્ય રીતે આસ્વાદીને કે અનુભવીને માણી શકાય. એટલા માટે જ રસવિચારણામાં રસમીમાંસકોએ 'સહૃદય ભાવક'ને અગત્યનું સ્થાન આપ્યું છે. ભરત મુનિના મત મુજબ ભગવાને નાટકને 'પાંચમો વેદ' કહ્યો છે. ભરતમુનિએ 'નાટ્યશાસ્ત્ર'માં નાટકને અનુલક્ષીને છઠ્ઠા અને સાતમા અધ્યાયમાં કરેલી 'ભાવ' અને 'રસ'ની વિચારણા 'Aesthetic concepts' ને રજૂ કરે છે. અથવા એમ કહી શકાય કે 'Aesthetic concepts' પ્રમાણે 'ભાવ' અને 'રસ'ની વિચારણા પ્રસ્તુત કરી છે. એમણે આઠ રસો અને એની સંલગ્ન ભાવોને 'આનંદ' આપનારા ગણાવ્યા છે. રસ દ્વારા માણસને સૌંદર્યાત્મક અનુભૂતિનો આનંદ મળે છે. આ સૌંદર્યાત્મક અનુભૂતિ થવી એ જ રસ, આનંદ કે 'Aesthetic Experience' છે. રસપરંપરામાં અનેક મીમાંસકોએ–ભરત, આનંદવર્ધન, અભિનવગુપ્ત, મમ્મટ, જગન્નાથ આદિએ– રસની સાત્વિક અને તાત્ત્વિક વિચારણા કરી છે. જેમાંથી આપણને 'Aesthetic Experience' અને 'Aesthetic distance'ની અનુભૂતિ થાય છે.

## પાશ્ચાત્ય સૌંદર્યમીમાંસા

પ્રાચીન ગ્રીસમાં 'Aesthetic' શબ્દ વધારે વપરાયો છે. ગ્રીક તત્વચિંતક પ્લેટો(Pleto)એ આદર્શ રાજ્યની કલ્પના કરેલી તેમાં તેણે કલ્પેલા એકસૂત્રતા, એકતા અને સમાનતા જેવા તત્ત્વો જાળવવા 'beautiful object' નો વિચાર કર્યો હતો. તો એના શિષ્ય એરિસ્ટોટલે 'beauty'નાં સાર્વત્રિક સિદ્ધાંત માટે પ્રકૃતિગત અને કલાગત સૌંદર્યની કલ્પના કરી.

સેન્ટ થોમસ એક્યુનસ(Saint Thomas Aquinas)નું 'Aesthetic' ખૂબ પ્રખ્યાત અને લેખકોને પ્રેરણા આપનારું છે. 19મી અને 20મી સદીમાં થઇ ગયેલા આધુનિક લેખકો એને અનુસર્યા છે. થોમસ


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

એક્યુનસની એસ્થેટિક અંગેની થિયરી સામાન્ય રીતે એરિસ્ટોટલના 'Aesthetic elements'ના મોડેલને અનુસરે છે. ઉમ્બ્રેતો ઇકોએ 'The Aesthetics of Thomas Aquinas' પુસ્તકમાં એક્યુનસની ફિલોસોફીમાંથી સૌંદર્ય(beauty)નાં ત્રણ તત્વો શોધી બતાવ્યા છે.

(1) Integritas sive perfectio. (અખંડતા)

(2) Consonantia sive debita proportio.(સામંજસ્ય)

(3) Claritas sive splendor formae. (શુદ્ધતા)

જેમાંથી પહેલા બે એરિસ્ટોટલના અને પછીના એક સેન્ટ થોમસના વિચારને પછીના ચિંતકો અનુસર્યા છે.

પશ્ચિમમાં 17મી સદીથી 20 સદી સુધીમાં આધુનિકતાવાદને કારણે સૌંદર્યમીમાંસાક્ષેત્રે ક્રાંતિ થઇ. જર્મન અને બ્રિટિશ ચિંતકોએ કલામાં સૌંદર્યને અને સૌંદર્યાત્મક અનુભવને મહત્વનું સ્થાન આપ્યું. કલામાં સૌંદર્યની મીમાંસા થવા લાગી. એલેકઝાન્ડર બુમગાર્ટને જ્ઞાન, વિજ્ઞાન અને તર્ક દ્વારા તો ઇમ્મેન્યુએલ કાન્ટે માનવીય સત્ય અને ન્યાય દ્વ્રારા સૌંદર્યાનુભવની વાત કરી. ફ્રેન્ડરિચ સ્કીલરે માનવીય પ્રકૃતિના એક ભાગ તરીકે સૌંદર્યને સ્વીકાર્યું છે. આમ, પશ્ચિમમાં ફ્રેન્ડરિચ વિલિયમ જોસેફ સ્કેલીંગ, ફ્રેન્ડરિચ વોન સ્લેગલ, ઓગષ્ટ વિલ્હેમ સ્લેગલ, જ્યોર્જ વિલ્હેમ ફ્રેન્ડરિચ હેગલ વગેરેએ ઇ.સ.1800માં 'Philosophy of Art'માં પોતાનાં વ્યાખ્યાનો દ્વારા 'Modern Aesthetic' ની ચર્ચા કરી છે.

હેગલ, આર્થર શોપનહોવર, એન્થોની એસ્લે કૂપર, જેમ્સ જોયસ, ઓસ્કર વાઇલ્ડ આદિએ પણ તત્ત્વજ્ઞાન, કલા અને સૌંદર્યમીમાંસાની વિસ્તારથી ચર્ચા કરી છે. હેગલે જણાવ્યું છે કે, "Art is the first stage in which the absolute spirit is manifest immediately to sense-perception, and is thus an objective rather than subjective revelation of beauty." (Aesthetics-wikipedia-p.6)

1904માં જેમ્સ જોયસે 'પ્રોટ્રેટ ઓફ ધ આર્ટીસ્ટ'મા પ્રગટ કરેલા નિબંધો અને વાર્તાઓ દ્વારા એસ્થેટિકની વાત કરી છે, તો ઓસ્કર વાઇલ્ડે કહ્યું છે, " Aestheticism is a search after the signs of the beautiful. It is the science of the beautiful through which men seek the correlation of the arts. It is, to speak more exactly, the search after the secret of life. (Oscar wilde, By Richard Ellman P-159, Pub. Alfred A Knopf, INC,1988)

વિલિયમ હોગાર્થે (William Hogarth) 'Beauty Consists' માટે છ બાબતો મહત્વની ગણાવી છે.

(1) Fitness of the parts to some design.

(2) Variety in as many ways as possible.

(3) Uniformity, regularity or symmetry, which is only beautiful when it helps to preserve the character of fitness;

(4) Simplicity or distinctness, which gives pleasure not in itself, but through its enabling the eye to enjoy variety with ease;

(5) Intricacy, which provides employment for our active energies, leading the eye on "a wanton kind of chase";

(6) Quantity or magnitude, which draws our attention and produces admiration and awe.(Aesthetics-Wikipedia, the free encyclopedia-P.7)

તત્ત્વજ્ઞાની ડેનીશ ડ્યુટને(Danis Dutton) 'Human Aesthetics'ની છ 'Universal Signatures' (વૈશ્વિક ઓળખ) શોધી બતાવી છે.

(1) Expertise or Virtuosity

(2) Non utilitarian pleasure

(3) Style

(4) Criticism

(5) Imitation

(6) Special focus of Experience (Denis Dutton's 'Aesthetic Universals', summarized by Steven pinker in 'the blank slate')

આમ, પ્રાચીનકાળથી આજ સુધી સૌંદર્યમીમાંસાએ –પહેલા તત્ત્વજ્ઞાનની એક શાખા તરીકે અને ત્યારબાદ કલા–સાહિત્યક્ષેત્રે –સારી એવી પકડ મેળવી છે. આધુનિક અને અનુ–આધુનિક યુગમાં તો અનેક સર્જકો–ચિંતકો–મીમાંસકોએ સૌંદર્યમીમાંસાની વ્યાપકપણે ચર્ચા–વિચારણા કરી છે.

**સંદર્ભ :–**


1. Aesthetic – Wikipedia, the free encyclopedia
2. Merriam–Webster dictionary online
3. The free dictionary.com
4. Definition of aesthetic from the online Etymology dictionary
5. Stanford Encyclopedia of Philosophy – Aesthetic judgment, Zangwill,Nick-2003.


---


**ડૉ. હિમ્મત ભાલોડિયા, અધ્યક્ષ, ગુજરાતી વિભાગ, સરકારી આર્ટસ્ એન્ડ કોમર્સ કૉલેજ, કડોલી, હિમ્મતનગર. જિ. સા.કાં.**




**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

# સુન્દરમ્ ની વાર્તાકળામાં કામકળા: ડો. વિશ્વનાથ પટેલ

---

**ભૂમિકા :**

કવિ સુન્દરમ્ ના વાર્તા વિશ્વમાંથી દલિતો પીડિતો પ્રત્યે સંવેદના કારૂણ્ય, સમાજ જીવનની આર્થિક વિષમતાઓ,ગ્રામજીવનની કુત્સિતતા અને સમાજનાં વિભિન્ન વર્ગનાં માનવીઓના જીવન અને તેનાં મૂલ્યોની વાત તથા માનવીય આદિમવૃત્તિની વાર્તાઓ સાંપડે છે.વાસ્તવના સર્જક સુન્દરમે્ માનવ મનનાં આંતરિક ભાવોને આલેખ્યાં છે, રોજીન્દા જીવનમાં બનતા સામાન્ય બનાવો નહિ, પરંતુ અસામાન્ય લગતાં વિશિષ્ટ અને વિચિત્ર બનાવોનું આલેખન કર્યું છે. ગુજરાતી ટૂંકીવાર્તા સાહિત્યના ઈતિહાસમાં સુન્દરમ્ નો પરિચય એક પ્રતિભાશાળી વાર્તાકાર તરીકે થાય છે. ૨૦ મી સદીનાં ત્રીજા અને ચોથા દાયકામાં લખાયેલ જગતભરનાં સાહિત્ય ઉપર 'કાર્લમાર્કસ'અને 'સિગ્મંડ ફ્રોઈડ' ની વિચારધારાનો પ્રભાવ અનુભવાય છે. આ બંને મહિર્ષઓની વિચારધારાનો પ્રભાવ સુન્દરમે્ પણ ઝીલ્યો.પરિણામે સુન્દરમ્ પાસેથી સામાજિક અસમાનતા અને જાતીયતા વિષયક જુદા જુદા સંદર્ભોવાળી વાર્તાઓ પ્રાપ્ત થઈ.

સુન્દરમ્ વાસ્તવવાદી સર્જક છે.તેમની ઘણી વાર્તાઓમાં વાસ્તવવાદનો સ્પર્શ અનુભવાય છે. તેમની 'ખોલકી' – વાર્તામાં જાતીયતાનું વાસ્તવદર્શી નિરૂપણ સાંપડે છે. સુન્દરમ્ ની વાર્તાકાર તરીકેની શકિતનો પ્રબળ ઉન્મેષ 'ખોલકી' – વાર્તામાં પ્રગટ થયો છે. આ વાર્તામાં 'અતિવાસ્તવવાદ' – ના મૂળ પડેલા છે. માણસ એની બાહ્ય પ્રવૃતિ કરતાં આંતરિક વૃતિથી વધુ ઓળખાય છે. એટલે એની સંકુલ ગતિનો તાગ મેળવવો તે સાહિત્યનો ધર્મ છે. જાતીયતા વિષયક બાબતોમાં સુન્દરમ્ પૂર્વેના સાહિત્યકારોએ પૂરી નિખાલસતા દાખવી નથી. ને તેને નિંદિત ગણી તેની ઉપેક્ષા કરતાં રહયાં અને કયારેક તેને રજૂ કરી છે,તો તે પણ પ્રેમનાં રૂપાળા વાઘા ચડાવીને, પરંતુ સુન્દરમ્ થી આ નરી વાસ્તવિકતાઓ સાહિત્યમાં પ્રગટવા માંડી અને અસાધારણ ઘટનાનું નિરૂપણ કરી,માનવીની આંતર ચેતના–સંવેદનાનું નિરૂપણ થવા લાગ્યું . આપણને સુન્દરમ્ નો પરિચય એક રંગદર્શી સર્જક તરીકે થાય છે. વિશેષ કરી તેમનાં 'ઉન્નયન' સંગ્રહથી વાર્તાઓમાં આ પ્રકારની વિશેષતાઓ વધુ ર પષ્ટ દેખાઈ.કેટલીક સામાજિક સંદર્ભોવાળી વાર્તાઓમાં પણ સામાજિક કથાની સમાન્તરે નરી વાસ્તવિકતાઓ છતી થાય છે. જાતીયતાનું વાસ્તવદર્શી નિરૂપણ કરનારા સુન્દરમ્ આપણા પ્રથમ વાર્તાકાર છે.તેમની પા સેથી આપણને જાતીયતાના જુદા જુદા સંદર્ભોવાળી કેટલીક વાર્તાઓ સાંપડે છે.

ખોલકી વાર્તાનાં કેન્દ્રમાં 'બાળરાંડ' ચંદનની પતિમિલનની આકાંક્ષા છે, તો બીજી બાજુ તેનાં વિધુરપતિ 'ભિચા'ની કામુકતા દિષ્ટગોચર થાય છે. 'ખોલકી' વાર્તાને સમજવા માટે તેના પરિવેશમાં પ્રવેશવું પડે તો જ આ વાર્તા ઉકેલી શકાય. ચંદન – ભિચાનો સમાજ અને તે સમાજમાં જીવતી નારી અને તેની સાહજિકતાને સમજવી અઘરી છે. બીડી, તમાકુ, દારૂ જેવા અનેક વ્યસનો ત્યાં બહુ સ્વામાવિક હોય છે. આ સમાજની નારીઓનો જન્મ અને ઉછેર આ પ્રકારના વાતાવરણમાં થતો હોય છે. તેથી આવી કેટલીક

જુગુપ્સાઓ તે સહજ રીતે સ્વીકારી શકતી હોય છે. એ વાતનો સ્વીકાર કરી આગળ વધવાની આવશ્યકતા છે. 'ખોલકી' વાર્તા વિશે થયેલા વિવેચનોમાં એક સામ્યે ધ્યાન ખેંચ્યુ છે. વાર્તાનું પુરુષ પાત્ર 'ભિચા' માટે ઘરડો, માંદલો, ગંદો, કદરૂપો, હવસનો પૂજારી જેવા વિશેષણો વપરાયાં છે. જયારે ચંદનને નાજુક, નમણી, બાળરાંડ અને તેથી સમાજથી તિરસ્કૃત હોવાની સજા રૂપે ગમે તેવા પતિનો સ્વીકાર કરનારી નારી તરીકે કલ્પી છે, પરંતુ વાસ્તવિકતા સાવ જુદી છે. 'જાતીયતા' એટલે કે શરીરની ભૂખ. જયારે તે અનુભવાય છે ત્યારે તે કશું ગંદું ગોબરું કે કુત્સિત રહેતું નથી, શરીરની ભૂખ સ્થળ, કાળ અને પરિવેશ અનુસાર જુદાં જુદાં દિષ્ટબિંદુએ પ્રગટતી હોય છે. કામવૃત્તિની પ્રબળતા સ્ત્રી – પુરુષની નબળાઈઓને પણ ઢાંકી દે છે. એટલે જ 'ભિચા' નું આવું જુગુપ્સાપ્રેરક વર્તન હોવા છતાં ચંદન તેને ધિક્કારતી નથી.

વાર્તામાં નિરૂપાયેલું બીભત્સ વર્ણન ભાવકોને બીભત્સ લાગ્યું છે ? કે ચંદનને લાગ્યું છે ? – ચંદન જે સમાજમાં શ્વસી રહી છે તે સમાજે અનુભવ્યું છે ? તે વિચારણીય મુદ્દો છે. કદાચ ભાવક પોતાની જાતને ચંદનની સંવેદનોમાં ઊતારી શકયો નથી. બેશક વાર્તા વાંચતા પ્રથમ નજરે વાર્તામાં જુગુપ્સાનો અનુભવ થયા વિના રહેતો નથી, પરંતુ ચંદન જે સમાજમાં જીવે છે ત્યાં આ પ્રકારની બીભત્સતા કદાચ આટલી બિનસાહજિક ન હોય તેનાં ઘણાં સંકેતો વાર્તામાં સાંપડે છે.

સુન્દરમ્ ની કેટલીક વાર્તાઓમાં જાતીયતા ધાર્મિક આડંબરરૂપે પ્રગટે છે. જેમાં 'લાલમોગરો' અને 'પ્રસાદની બેચેની'– જેવી વાર્તાઓનો સમાવેશ થાય છે.

લાલમોગરો – વાર્તામાં વિધવા જમના ગોરાણીનાં સ્ખલનની વાત બહુ જ સૂચક રીતે કહેવાયી છે. આ વાર્તામાં શનિયાના કૂતરા નિમિત્તે માણસની કુતરાપણાની વાત રજૂ કરાઈ છે. વિધવા થયેલી જમના પોતાની કામુક ઈચ્છાઓને દમિત કરીને ધાર્મિક આડંબરના ઓઠા તળે જીવે છે, પરંતુ તે સાહેબ જેવા પાત્ર દ્વારા ઉદીપ્ત થતાં તીવ્ર કામુકતા અનુભવી પોતાનું પતન વ્હોરી લે છે,એ અર્થમાં વાર્તા ધાર્મિક આડંબર તળેની જાતીયતાનો સંકેત રચે છે.

પ્રસાદજીની બેચેની– જેવી અતિ સઘન વાર્તામાં સુન્દરમ્ માનવમનની નબળાઈને યથાર્થ રીતે પ્રગટ કરી છે. પ્રબળ કામશકિત LIBIDO ધરાવતા પ્રસાદજી નિત નવી યુવતીઓ સાથે જાતીય સુખ માણે છે, ને વહેલી સવારે ઘેર આવીને ઘસઘસાટ ઊંઘી જાય છે. તો વળી બીજી બાજુ ધર્મ, કર્મ, દાન, પૂજા – પાઠમાં સતત રચ્યાં પચ્યાં રહે છે. વાસ્તવમાં ઈશ્વર ભકિત પ્રસાદજીમા કૃતક છે. જયારે પેલી શરીર વેચવાનો વ્યવસાય કરતી સ્ત્રી માટે ઈશ્વર ભકિત સાહજિક છે, ને એટલે જ ઊંઘમાં 'યા રહીમ યા રસૂલ' – જેવા શબ્દો તેના પ્રત્યેક શ્વાસોશ્વાસમાં ભળેલા છે. પ્રસાદજીને તે સ્ત્રીના આ શબ્દો બેચેન કરી મૂકે છે, ને પોતાની કૃતક ઈશ્વર ભકિત પ્રત્યે સભાન બનાવી છે.

ગુજરાતી ટૂંકીવાર્તા સાહિત્યને સુન્દરમે પ્રથમ વખત જ સમલૈંગિક જાતીયતા Homosexuality ની વાર્તા આપી સમાજને એક આંચકો આપ્યો. ઊછરતાં છોરું વાર્તાના કેન્દ્રમાં 'નારસિંહ' નું પાત્ર છે. નારસિંહ અને હોટલમાં કામ કરતાં અન્ય કિશોરોના શોષણ અને તેમની ઈચ્છા– અનિચ્છાએ તેમની વચ્ચેના સજાતીય સંબંધોની કથા વર્ણવી છે. સજાતીય સંબંધોનો ભોગ બનેલો નારસિંહનું આ રસક્ષેત્ર છોકરાઓમાંથી છોકરીઓ સુધી વિસ્તરે છે. તેનું સુપેરે વર્ણન કર્યું છે, છતાં વાર્તા અંત તરફ જતાં અણધારી દિશામાં ઘસડાઈ જતી જોવા મળે છે.

ઉન્નયન સંગ્રહના પૂર્વાર્ધની છેલ્લી વાર્તા 'નાગરિકા' માં શહેરી જીવનનો સંદર્ભ છે. વાર્તાનું કથનકેન્દ્ર વાર્તાની નાયિકા 'નાગરિકા' પોતે છે. વાર્તાનો કેન્દ્રસ્થ પ્રસંગ નાગરિકાની લગ્નની પ્રથમ રાત્રિ એળે ગયાનો છે. એક તરફ નાયિકાની પ્રબળ જાતીય અતૃપ્તતા બીજી તરફ નાયિકની કામશકિત Libido શિથિલ હોઈ તે સતત વિદ્યાભ્યાસથી ઘેરાયેલો રહે છે. તથા વધુ પડતાં આદર્શોમાં રાખે છે. વાર્તારંભે જ

નાયકની શિથિલતાઓનો પરિચય આપણને મળે છે. જમવા બેઠેલો નાયક પોતાની થાળીમાંથી મસાલાવાળી દાળ, તળેલા ભજિયા વગેરે ઉપડાવી લે છે, ને નાયિકા દ્વારા કરેલ હૃદય આકારના પાનમાંથી માત્ર લવિંગ જ ખેંચી લેતો નાયક આપોઆપ પોતાની જાતીય અસમર્થતાનું પ્રમાણ આપી દે છે

સુન્દરમ્ ની અન્ય કેટલીક વાર્તાઓમાં પણ જાતીયતાનાં આછા – પાતળા સંકેતો દષ્ટિગોચર થાય છે. સુન્દરમ્ ની એક સશકત વાર્તા માનેખોળે માં મુખ્યત્વે કારૂણ્યનો ભાવ પ્રગટયો છે, તેમ છતાં જાતીયતાના સંકેતોથી પણ આ વાર્તા સભર છે. શબૂના સાસરે જવાના પ્રસંગથી ને રસ્તે 'બિલાડી આડી ઊતરી જેવા કથનથી આરંભાયેલી વાર્તામાં કશુંક ન બનવાનું બનશે' તેનો સંકેત રચાય છે. મહીસાગરના પટમાં પ્રોઢી જતી શબૂને તેના ઉદરમાં સળવળાટ કરતું પોતાના જ પતિનું બાળક હોવા છતાં 'રાખસ' જેવા સસરાના હીન ચારિત્ર્યનો ભોગ શબૂ બને છે, ને નમાલો ધણી બધુ જ જાણતો હોવા છતાં બાપને કશું જ કહી શકતો નથી. રૂપાહોણ જેવા હવસખોર સસરાની સમાજમાં તાણ નથી. શબૂ જેવી સાવ નિર્દોષ છોકરીને જયારે તે ભોગવી નથી શકયો ત્યારે તેના ઉપર ખોટું આળ મૂકી મોતને ઘાટ ઊતારી દે છે.

'ગટ્ટી' વાર્તામાં જાતીયતાની નજીક પહોચતું શૃંગારિક વર્ણન સાંપડે છે. 'ગટૃ' કદમાં ઠીંગણી સ્ત્રી છે, છતાં સ્ત્રીત્વનાં તમામ લક્ષણોથી પરિપૂર્ણ છે, પરંતુ વીરજી હેલાળો પત્નીના કદથી સંતુષ્ટ નથી. વર્ષો પછી શહેરમાંથી પાછો આવેલો વીરજી સૂતેલી પત્નીને જોયા પછી કામાસકત બને છે અને તેને પત્ની તરીકે સ્વીકારે છે. અહીં માનવીય આદિમવૃત્તિતી ભૂમિકાનો સાક્ષાત્કાર જોવા મળે છે.

ખોલકીનો ભિયા પ્રસાદજીની બેચેનીજીના પ્રસાદજી પ્રબળ જાતીય આવેગ ધરાવે છે. જયારે ચંદન,નંદુગોરાણી,નાગરિકા અને વીરજી હેલાળો–જાતીય અતૃપ્તતા ધરાવે છે.

જેમાં ચંદનને ભિયા જેવા કુરૂપ વ્યકિત દ્રારા કામતૃપ્તિ પ્રાપ્ત થાય છે.અને ચંદન સ્ત્રીસહજ સંપુર્ણ આવેગો ધરાવે છે. પરિણામે ભિયાની કુરૂપતાને સ્વીકારી શકે છે. નદુંગોરાણી વિધવા હોઈ સામાજિક નિષેધોથી પોતાનું જાતીય દમન કરે છે,પરંતુ શહેરી વાતાવરણની અનુકૂળતાથી તે પરપુરૂષનો સંગ કરી પોતાના ધાર્મિક આડંબરમાંથી મુકત થઈ જાય છે,ને તૃપ્તિનો આનંદ પ્રાપ્ત કરે છે. જયારે નાગરિકા પ્રબળ જાતીય આવેગ ધરાવતી હોવા છતાં પતિની જાતીય અસર્મથતાનો ભોગ બને છે,તો વળી વીરજી હેલાળો પ્રથમ તો પત્નીના ટૂંકા કદથી સતત અણગમો વેઠે છે.પરંતુ મધ્યરાત્રીનાં ઉદ્દીપક વાતાવરણમાં પત્નીના દેહ સૌન્દર્યથી કામવિવશ થઈ જાય છે અને તેનો અણગમો –ગમામાં પરિવર્તિત થઈ જાય છે.

આ બધા પાત્રોનો અભ્યાસ કરતાં સમજાય છે કે જાતીયવૃતિ સાહજિક હોય છે.અને શરીરની ભૂખ સ્થળ,કાળ,પરિવેશ અનુસાર જુદા જુદા દષ્ટિબિંદુએથી પ્રગડતી હોય છે. ભૂખનો અનુભવ હંમેશા તૃપ્તિ તરફનો જ દષ્ટિકોણ ધરાવે છે,પછી તે ભૂખ પેટની હોય કે શરીરની.

સુન્દરમે તેમની વાર્તાઓમાં માનવમનની ભીતરમાં પડેલા સંવેદનને તાગવાની મથામણ કરી છે. તેમની કેટલી વાર્તાઓમાં તેમના વાર્તાકૌશલનો પરિચય વિશેષપણે થયાં વિના રહેતો નથી.જેમકે 'ખોલકી' માનેખોળે કે પ્રસાદજીની બેચેની'–જેવી વાર્તાઓ સર્વાંશે સફળ ગણી શકાય તેવી છે. તેનાં પાત્રો અને પ્રસંગોનો નિરર્થક બોજ અનુભવાતો નથી,તેમને માનવ ચિત્તમાં ચાલતા ભાવોનું સુપેરે નિરૂપણ કર્યું છે. 'માનેખોળે'–જેવી વાર્તામાં જીવનના સત્યને કુશળતાપુર્વક અંકિત કરી દીધુ છે.તો વળી 'પ્રસાદત્તની બેચેની'માં વિસ્તારના શોખીન સુન્દરમ જુદી જ રીતે પ્રગટયા છે.ઓછામાં ઘણું કહી માનજીવનમાં રહેલા આડંબરને માર્મિક રીતે છતો કરી દીધો છે. 'ગટ્ટી' વાર્તામાં 'ગટ્ટી' નું દેહવર્ણન અને વીરજી હેલાળાની માનસિક સ્તરે ચાલતી ધટનાને બરાબર ઉપસાવી છે.

સુન્દરમ્ ની વાર્તાઓમાં જેમ તેમની વિશેષતાઓ દષ્ટિગોચર થાય છે તેમ તેમની કેટલીક મર્યાદાઓ પણ ઉડીને આંખે વળગે તેવી છે.તેમની ‘ખોલકી, પ્રસાદત્તની બેચેની’ અને ‘માનેખોળે’–જેવી વાર્તાઓને બાદ કરતાં અન્ય વાર્તાઓમાં પ્રસ્તાર વધુ દેખાય છે.’લાલમોગરો’–જેવી વાર્તામાં કથા સુગ્રથિત રાખી શકયા નથી.વાર્તા એક છે, છતાં તેમાં વપરાયેલી સામગ્રી એક કરતાં વધુ છે. તેવી જ રીતે ‘ઉછરતા છોરુ’ માં વાર્તા અંત તરફ જતાં એક અણધારી દિશામાં ફંટાઈ જતી જોવા મળે છે.તેમ છતાં સુન્દરમ્ ની કેટલીક વાર્તાઓમાં તેમની ભાષાભિવ્યકિત અને સંયમિતતા દાદ માંગી લે તેવી છે.પરિણામે તેમની વાર્તાકલા ભાવકને આકર્ષે છે.

**: સંદર્ભ :**


1. સુન્દરમ્’ ઉન્નયન’ આર.આર.શેઠની કંપની ૧૯૬૩
2. ઓઝા મફત (સંપાદક) ‘શબ્દયોગ’ કવિશ્રી સુન્દરમ્ અમૃત મહોત્સવ,વડોદરા,૧૯૮૪
3. દલાલ સુરેશ ‘કેટલીક વાર્તાઓ સુન્દરમ્’ (સંપાદન)પ્રસ્તાવના, નવભારત પ્રકાશન ૧૯૭૩
4. ગાંધી સી. એસ. ‘સુહાસી’ ;ગુજરાતના નવ નવલિકાકારો’વિક્રતા
5. રાષ્ટ્રભાષા પુસ્તક મંદિર સુરત.
6. શાસ્રી વિજય ‘ચાર વાર્તાકારો એક અભ્યાસ’ પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ



**ડો. વિશ્વનાથ પટેલ, અધ્યક્ષ ગુજરાતી વિભાગ, શામળદાસ કોલેજ, ભાવનગર. ફોન ૯૬૬૨૫૪૯૪૦૦**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## આ પુસ્તક તમે વાંચ્યું..

1. બચુડીની અજાયબ સૃષ્ટિ (બાળકથા) લે. પૂર્ણિમા પકવાસા. પ્રકાશક– સાહિત્ય સંગમ, પંચોલી વાડી સામે, બાવા સીદી, ગોપી પુરા, સુરત–૩૯૫૦૦૧, પ્રથમ આવૃત્તિ– ૨૦૦૮, કિં– ૩૦૦ રૂ.૩૩૦ ૪૭, પાકું પુંઠું, ડિમાઇ)

દીદી–ના નામે જાણીતા, ડાંગને પોતાની કર્મભૂમિ બનાવીને આદિવાસી કન્યાઓને મુખ્ય પ્રવાહમાં ભેળવવા કેળવણીની જયોત જલાવનારાં પૂર્ણિમા પકવાસા કેળવણીના ક્ષેત્રમાં જાણીતું નામ છે. એ પંચાણું વર્ષની ઉમરે સળંગ કિશોરકથા આપે છે ત્યારે સ્વભાવિક જ આનંદ થાય. આપણે ત્યાં બાળકો અને કિશોરોને લઇને પ્રમાણમાં ઘણું ઓછું લખાય છે તે જાણીતી હકીકત છે. બીજી બાજુ વર્તમાન સમયના બાળકોનો વાર્તારસ તો અકબંધ છે પણ એમની સામે નવા નવા આવેલા ફિલ્મ, ટેલિવિઝન, ઇન્ટરનેટ અને ખાસ તો વિવિધ ઇલોક્ટ્રોનિક્સ રમતોના કારણે જે માનસિક સ્થિતિ સર્જાઇ આવી છે તે કોઇપણ લેખકને હંફાવે તેવી છે.

એક બાજુ મારધાડ અને ખતરનાક એડવેન્ચરથી ભરપુર ગેઇમ્સ, ગ્રહો–ઉપગ્રહો અને સમય અને નિહારિકાઓનીએ પેલે પાર પહોંચેલી રિયલ જણાતી સાયન્સ ફિક્શન ફિલ્મોના સમયમાં બાળકો–કિશોરોનું કુતુહલ જાળવી રાખવું એ વાર્તા માટે મોટો પડકાર બની ગયો છે. આ તો થઇ બાળકેન્દ્રી ફિલ્મો અને રમતોની વાત પણ મોટેરાઓના શ્વાસ પણ અધ્ધરતાલ કરી દેનારી કલ્પનાપ્રધાન ફિલ્મો, સાયન્સ ફિક્સન, ભેદ–ભરમવાળી ભયાનકરસની ફિલ્મો બાળકો અને કિશોરો પણ એટલી જ આસાનીથી જોતાં હોવાથી લેખક માટે બેવડી સમસ્યા સર્જાઇ રહી છે. આજથી ૨૫–૩૦ વર્ષ જૂની પેઢીના બાળકો માટે જે વર્ણનો, સાહસો, પ્રસંગો અને વાતો એકદમ આનંદ અને થ્રિલર (રોમાંચ)નો અનુભવ કરાવનારાં હતાં તે આજની પેઢીને સાવ ફિક્કા લાગવાનો સંભવ છે. કેમકે, સામાન્ય જાહેરાતોથી માંડીને ફિલ્મો, લેખો, સમાચારો, પ્રવાસોના પ્રત્યક્ષ અનુભવોમાં જે નજરે પડે છે તે એનાથીએ ક્યાંય વધું ભવ્ય, રોમાંચક હોય છે. પરિણામે કિશોર કે બાળકથાઓ લખવી એ મોટો પડકાર બનતો જાય છે.

આ પડકાર પૂર્ણિમા દીદીએ ઝીલ્યો છે. તે પોતાના બાળપણને આલેખવાનું વિચારતા જ હતાં એવામાં શ્રીમતી જે.કે.રાઉલીંગની – હેરી પોટર– વાંચવામાં આવતાં એમનો નિશ્ચય બળવાન બન્યો. હેરી પોટર વિશે પોતાનો મત આ રીતે લખે છે – ‘કિલષ્ઠ ભાષાવાળું તે પુસ્તક વાંચવાની કોશિષ કરી થોડું વાંચ્યુ ને તેમાં જે વાત બાળકો માટે પિરસવામાં આવે છે તે વાંચીને મને મનમાં અફસોસ થયો કે, અરે બેન, રાઉલીંગ, તું તારી સરસ કલમથી બાળકો અને યુવાનો માટે ઘણું હકારાત્મક અને પ્રેરણાદાયી લખી શકે. પણ તારી વાતમાં ભરચક નકારાત્મક ભાવ જણાય છે. તારી કલમથી તો તું બાળકોમાં અંર્તિનહિત રહેલી શકિતઓને બહાર લાવી શકે તેમ છો. તેમાં બહાદુરી, સાહસ અને કંઇક કરી છૂટવાની તમન્ના જાગે તેવું હોવું જોઇએ. ક્યાંક ભૂત, પ્રેત કે ડાકણ જેવા પાત્રો હોય તેને પણ ભગાડી મૂકવાની નીડરતા કેળવાય

અને સાથે સાથે વાર્તારસનું સાતત્ય રહે તેવું વાંચન આપવાની ક્ષમતા તારી કલમમાં છે જ. પરંતુ તેનો ઉપયોગ તેં નથી કર્યો તેનો અફસોસ થયો.'

પૂર્ણિમાબેને ઉપર જણાવેલ તેમના મંતવ્યને સિદ્ધ કરતી આ કથા લખી છે. બચુડી સાહસિક છે, કૂતુહલ ભારોભાર હોવાથી સતત ખાંખાખોળા ચાલ્યા જ કરે ને દર વખતે નવી પરિસ્થિતીમાં મુકાયા કરે છે, એમાંથી એને ઉગારે છે દાદાજીએ એનામાં આરોપેલ અડગ આત્મવિશ્વાસ, પ્રકૃતિ તત્ત્વો સાથેનો અનુરાગ, અને આસપાસના પરિબળોને પોતાના કરી લેવાની પ્રેમભરી ધૂન એને ક્રમશઃ સફળતા અપાવે છે. આ કથામાં પરીઓ, રાક્ષસો, રાજાઓ, નેતાઓ, પરગ્રહવાસીઓ, પૃથ્વી પરના ખરાબ માનવીઓ– બધું છે. બચુડીની કથામાં તમને અનેક પ્રસિદ્ધ કથાઓ, ગુજરાત–સૌરાષ્ટ્રની પ્રચલિત બાળકથાના જોડકણાંના અંશો, સ્વરચિત બાળ જડકણાં બધું જ ઉપલબ્ધ થાય છે. એ બધું સરસ રીતે રસાઇને આવ્યું છે. અનેક પ્રકારના ભારતીય મૂલ્યોને વણી લેવામાં આવ્યાં છે. વાસ્તવ કરતાં ભારતીય આદર્શોને સિદ્ધ કરવા માથતી બચુડી નરી શ્રદ્ધાનું પ્રતીક બની રહે. બાળકથાની સાથે બોધકથાની આપણી પરંપરા પણ એટલી જ મજબૂતીથી જળવાઇ છે. દીદીના પોતાના બળપણ વખતનું સૌરાષ્ટ્રી ગુજરાતના લોકજીવનથી શરુ કરીને વર્તમાન સમયની વૈજ્ઞાનિક શોધ, જાણીતી સાયન્સ ફિક્શન વાળી કથાઓ, દુનીયાના સ્વિટ્ઝર્લેન્ડ, આફ્રિકા જેવા અનેક દેશોના જંગલો ને જંગલીઓ, અજાણ્યા ટાપુઓ, સમુદ્રો અને પોતાનું જીવન જે આદિવાસીઓને શિક્ષિત કરવામાં પસાર કર્યું છે તે બધું જ અહીં મિક્સર રૂપે આવ્યું છે. પણ એ બધું પડછે બેક–ગ્રાઉન્ડ રૂપે અનુભવાય છે. આગળ તો ઉપસે છે બચુડીનો સર્વ તરફનો પ્રેમ, સારાં કે નરસાં બધાં જ પ્રકૃતિ તત્ત્વો સાથેનો એનો અનુરાગ ને એના કારણે થતી અસરોની આદર્શ કલ્પના....ખૂટે છે કૃતિને ચૂસ્તતા આપનાર સંઘર્ષનું એટલું જ અનિવાર્ય એવું પાસુ. મૂલ્યો, પરિસ્થિતીઓ ત્યારે જ વધારે અસરકારક બનીને સ્પર્શે જયારે ડાર્કસાઇડ પણ એટલી જ ડાર્ક હોય... તે અહીં ગેરહાજર હોવાથી કથા વધારે પડતાં અપ્સ–ડાઉનવાળા ધબકારના બદલે સીધી ગતિએ અનુભવાય છે. પણ આ પ્રકારની સળંગ રચના અને તે પણ આટલા દીર્ઘ પટ પર પંચાણું વર્ષની ઉમરે આલેખવી એ ખરેખર અનન્ય પડકાર અને સમાજ તરફનો અનન્ય લગાવ દર્શાવે છે. બાળકો – કિશોરો અને કિશોરપણું જેનામાં ધબકે છે એ સૌએ એક વાર તો અવશ્ય વાંચવા જેવી છે આ બચુડીની સૃષ્ટિ.

2. **(પર્વતની ટોચે (બાળકાવ્યો) કીર્તિદા બ્રહ્મભટ્ટ.પ્ર.આ.૨૦૦૯, પ્ર. સ્વયં પ્રકાશિત. પ્લોટ નંબર–૪૬૨–૨–એ, સેકટર–૬–એ, ગાંધીનગર. ફોન–૨૩૨૨૫૫૪૯. કુલ પૃષ્ઠ–૬૮, કિં.૮૦–૦૦ રૂ.કાચુ પૂંઠું, ક્રાઉન)**

કીર્તિદા બ્રહ્મભટ્ટનો આ બીજો કાવ્ય સંગ્રહ પર્વતની ટોચે એના લયબદ્ધ બાળકાવ્યોના કારણે નોંધપાત્ર નીવડે તેમ છે. બાળસહજ કૂતુહલની ભૂમિ પર ઊભા રહીને જગતના તત્ત્વોને જોવા એ એટલું સહેલું નથી. બાળપણમાં પંચેન્દ્રિયો હજી જગત વિશે સ્પષ્ટ નથી હોતી ને તેના કારણે સર્જાતું આભાસી, પ્રમાણમાં કાલ્પનિક એવું વિશ્વ એની સભાનતા આવ્યા પછી સર્જવું અઘરું જ નહીં પડકારજનક બની જતું હોય છે. સભાનતા બાળસાહિત્ય સર્જવામાં મદદ પણ કરે છે ને અવરોધ પણ સર્જે છે– આવી સ્થિતિ પોતે જ પડકાર બની રહે છે. કીર્િતદાબેન એ પડકારને સમજે છે, બને તેટલી સભાનતા ટાળવા મથે છે, બાળકોને પ્રિય એવા લય–હિલ્લોળને ધ્યાનમાં રાખી સર્જન કરે છે.

દ્દષ્ટાંત જોઇએ–
જંગલ માંહે હોળી કેરો જામ્યો છે માહોલ,
મોર બજાવે પિપૂડાં ને વાનર ઢમઢમ ઢોલ (પૃ.૨૭)

મમ્મી, ફૂલોના રંગો તું મારા તે હાથમાં લાવી દે,

મમ્મી, ફૂલોના રંગોથી ઘર આખું ચિતરાવી દે, (પૃ.૨)

મારે ચાંદાના ઘેર જાવું
મારે આકાશે અંબાવું...
ભીના ભીના વાદળ વચ્ચે
જઇ મારે ભીંજાવું
મારે ચાંદાના ઘેર જાવું (પૃ. ૬)

આવી અનેક નિતાંત વિસ્મય અને કલ્પનાભરી રચનાઓ આપણને મળે છે. એમાં બાળસહજ ભાવ સહજ રીતે વણાઇ ચૂક્યાં છે. આવી અનેક રચનાઓ આ સંગ્રહમાં મળે છે. એનો લય બાળકોના કંઠે તરત જ ચડી જાય તેવો સહજ છે.

બીજી બાજુ, લય અને ઉલ્લાસથી ભરપૂર એવા કાવ્યો પણ છે જેમાં કવિયત્રીની મોટપણાની સભાનતા અજ્ઞાત રીતે પ્રવેશી ગઇ છે. કાવ્યતત્ત્વ સરસ રીતે ઝીલાયું છે પણ સમજવા ઉમરલાયક તો થવું જ પડે– એ અર્થમાં બાળકાવ્ય મટી જાય ! જુઓ–
મોતી જેવાં ઝીણાં ઝાકળ
પાંદ ઉપર મેં જોયાં
ભાઇ, હશે શું રાત આખીએ
ઝાડ પાન બહું રોયા ! (પૃ.૪૪)

શંખલા મળે તો સાંભળવું કાન દઇ
દરિયાનું મોંઘેરું ગાન. (પૃ.૫૫)

કુદરત તારી ચાવી ક્યાં છે, તાળા ક્યાં બનાવ્યા ? (પૃ.૬૪)

જેવા કાવ્યો, મોટાઓને કાવ્યાત્મક અનુભૂતિ આપનારી રચનાઓ બની છે.

આ બાળકાવ્યોમાં બીજી નોંધપાત્ર વાત એ છે કે, બદલાતા સમય સાથે બાલકોની બદલાતી રૂચિ, એમની સામે આવેલ નવાં રમકડાઓની સૃષ્ટિ, કમ્પ્યુટર ગેમ્સ, ટેલિવિઝનની દુનીયા અને ખાસ તો મમ્મી–પપ્પા, ભાઇ–બહેનો સૌ અત્યારના વ્યસ્ત શિડ્યુલમાં ગોઠવાયેલા હોવાથી બાળક માટે સમય નથી આપી શકતા તેનો ખાલીપો પણ આ કાવ્યોમાં ક્યાંક આછા પણ ચેતવનારાં રૂપે આલેખાયો છે.
ઘડીક રમવા ગેઇમ મળે ને ત્યારે એ ખુશ થાતો,
સીડી એકા’દી મૂકીને ગીત મજાનાં ગાતો
ગાતાં ગાતાં રમતો એ ને કરતો રે બહુ ગેલ
મમ્મી મોબાઇલ કરે ને પપ્પા કરે ઇ–મેઇલ (પૃ.૫૯)

જુદા જુદા લય આવર્તનો, જોડકણાંઓ, ઉખાણા– આદિનું વૈવિધ્ય આ સંગ્રહને ગુણવત્તા આપે છે. બાળસાહિત્યમાં આ ઉમેરણ આનંદજનક છે.

3. **(પ્રિય મિત્રા (ગદ્યકાવ્યો) દિનેશ પરમાર પ્ર.આ.૨૦૦૪. પ્ર. સ્વયં પ્રકાશિત. કિંમત–૧૦૦.૦૦ રૂ. પાન નં–૨૯,પાકું પૂઠું,ડિમાઇ)**

દિનેશ પરમાર લિખિત ગદ્યકાવ્યસંગ્રહ સાવ હળવા ફૂલ જેવી અનુભૂતિ કરાવતો સંગ્રહ છે. મજાની આકર્ષક છપાઇ અને સૂક્ષ્મ સ્નેહાનુભૂતિની સરળ–સહજ અભિવ્યક્તિ આ સંગ્રહની વિશેષતા છે. પ્રેમની વિવિધ મુદ્રાઓ અહીં શબ્દોમાં અંકિત થઇ છે. ગદ્યખંડો લયની અનુભૂતિ કરાવનરાં હોવા ઉપરાન્ત લક્ષ્યગામી છે– કવિને જે કહેવું છે, જે અનુભૂતિ કે વિચારને વ્યક્ત કરવો છે તેને જ કેન્દ્રમાં રાખે છે. પરિણામે પ્રત્યાયન સહજ રીતે થાય છે.

કવિ પોતે સ્પષ્ટ છે– 'અહીં મેં જે કંઇ પણ લખ્યું છે તેમાં હું સંપૂર્ણપણે હાજર છું. સ્વ વિનાનું સર્જન સંભવી ન શકે. હું મારાં લખાણમાં મારી જાતને ફંફોસું છું. ખુદને શોધું છું. મારા અસ્તિત્વની નિકટ જવાનો પ્રયાસ, તેને પામવું, સંવેદવું– આ બધું એટલે મારું લખાણ.'

જોઇએ–
મારા સ્મૃતિવનમાં
ઊંચા વૃક્ષ
ચાંત, સ્થિર અને સ્તબ્ધ
તારી રાહ જોતાં ઊભાં છે.

પ્રિયને રાહ જોતાં કાવ્યોની સંખ્યા સારી માત્રામાં છે, એમાં વિરહની પણ નોંખી નોંખી ભાત ઉપસતી અનુભવાય છે–
સતત કામમાં તું રોકાયેલી હો
અને અનાયાસ તારી નજર
બારી બહાર દૂર ખાલી સડક પર પડે
તું પાણી પી, હોઠ પર રહી ગયેલી ભીનાશ જેવું,
તને ગમતું ગીત ગણગણી ઊઠે ત્યારે
હું તને યાદ આવું,
દરરોજ મારી ભીતર કશુંક સળવળે છે
થોડી નાનકડી ઝંખનાઓ
પોતનામાં પૂરેપૂરી પ્રમાણિક અને પારદર્શક–
મારો નાનકડો દીકરો કુગ્ગાવાળાને જોઇ જે ઝંખે બરાબર તેમ જ.

– પ્રેમના અનેક સ્વરૂપ આલેખાયા છે પણ એક રૂપ જે તરત જ સ્પર્શી જાય તેવું છે તે આ...
જીવન એ કોઇ છંદબદ્ધ, લયબદ્ધ
રોમેન્ટિક કાવ્યગાન ન હોઇ શકે.
હોય એ શબ્દોના ઘોંઘાટિયા ઉપદ્રવ મધ્યે
પરમ લયને સાંભળવાની મથામણ...
પણ તેમનાં નાનકડાં વાક્યો–
ગઇ કાલે રાત્રે ઊંઘી શકાયું ..
અથવા
પ્રવાસમાં બહુ હાડમારી તો નથી પડીને
– સેંકડો પુષ્પવનોનું માધુર્ય જીવતરમાં ભરી દે,
એ વાત સહુને તો ન જ સમજાય.

દિનેશ પરમારના કાવ્યોમાં રોમેન્ટિક પ્રેમાનુભૂતિની સાથો સાથ વાસ્તવના ધરાતલ પણ તપતા પ્રેમની વાત પણ આલેખાઇ છે. એમાં મિલન છે તો વિરહાનુભૂતિ પણ છે. સમાજના પછાતવર્ગના પ્રેમનું રૂપ

પણ ઘણાં કાવ્યોમાં ઝીલાયું છે. કેટલીક રચનાઓમાં પ્રેમની સાથે સાથ વિસંવાદિતાની આછી લકીર અનુભવવા મળે છે. અનેક જગ્યાએ સૂત્રાત્મકતા આવી જતી અનુભવાય. ગદ્યલય લડખડાવાના પ્રસંગો પણ હેરહેર મળી આવે છે.

4. **(ઈપ્સતાયન (પ્રવાસનિબંધ) ભારતી રાણે. પ્ર.આ.૨૦૦૯, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, ૧૯૩૫, હિંગળોક જોષીની પોળ, બાલા હનુમાન, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦૦૦૯. કુલ પાનાં–૨૧૨– ૧૦, કિં–૨૦૦.૦૦, પાકું પૂંઠુ, ક્રાઉન)**

ભારતી રાણેનું નામ હવે ગુજરાતી વાચકો માટે નવું નથી. વ્યવસાયે તબીબ એટલે શરીર અંદરની કુદરતે બનાવેલી અદ્‌ભુત દુનિયામાં સતત ડોકિયું કરનારાં ભારતીબેનને એટલો જ રસ પડે છે વિશ્વભરમાં કુદરતે સર્જેલી કમાલને માણવામાં ને જાણવામાં ! એટલે વ્યસ્ત એવા શેડ્યુઅલમાંથી સમય કાઢીને નીકળી પડે છે વિશ્વના વૈવિધ્યસભર દેશોને ખૂંદવા. સાથ હોય છે એમના એવા જ ડોકટર અને લેખક પતિ રાજીવ રાણેનો. ભારતી રાણે લખે છે– 'પરમ સદ્‌ભાગ્યની વાત એ છે કે, પ્રવાસ પ્રત્યેની ઘેલછા અમારા બંનેમાં એક સરખી. નિસર્ગના સાન્નિધ્યથી ઊંચું બીજું કંઇ ન લાગે, એ સ્વભાવ પણ બંનેનો સરખો જ. એકબીજાના એકાન્તને અકબંધ રાખીને સાથે ફરતાં અમે વિશ્વથી અને એકબીજાંથી નજીક આવ્યાં છીએ...એક જ પ્રવાસમાં ઘણું બધું જોઇ લેવાનો મોહ પણ નહીં. દરેક દેશમાં કાળજીપૂર્વક પસંદ કરેલાં બહુધા અંતરિયાળ સ્થળોએ નિરાંતે રહીને આસપાસની ધરતીને ખૂંદી વળવાનો ઉપક્રમ હોય, અને જે તે સ્થળના લોક જીવનમાં ભળી જઇને એની માટીની સુગંધ સદાને માટે હ્ દયમાં ભરી લેવાની ઝંખના હોય. વિસ્મયની આ કેડી સદાય અમને વિશ્વ સાથેના તાદાત્મ્યની અનુભૂતિ સુધી લઇ ગઇ છે.' (પૃ–૫)

ગુજરાત મિત્રમાં પ્રવાસનિબંધની કોલમરૂપે છપાયેલા આ નિબંધો તેઓ કહે છે તેમ સાહિત્યિક ગુણવત્તાના ભોગે લોકભોગ્ય બની ન જાય તેની પૂરી ખાતરી આ નિબંધોમાંથી પસાર થતી વખતે અનુભવાય છે. દરેક સ્થળ સાથે જોડાયેલ કોઇ ખાસ સ્થળવિશેષની તસવીર વધારાનું કામ કરી આપે છે. આ પ્રવાસાનુભૂતિ શ્રેણીનું પ્રથમ પુસ્તક છે. એમાં ખાસ કરીને પૂર્વ યુરોપ ્ને તેની નજીકના કેટલાક દેશો– ઓસ્ટ્રીયા, ઈજિપ્ત, મૉરેશિયસ, જર્મની, હંગેરી, ચેક રિપબ્લિક અને ગ્રીસનો સમાવેશ થયો છે. કોઇ ચોક્કસ પેટર્ન રાખવાના બદલે સ્થળ જે આપે તે બિંદુએથી આ પ્રવાસ નિબંધોનો આરંભ થાય છે. સ્થળ તમારી સામે ક્રમશઃ એના ભાતીગળ રૂપો સાથે ખૂલતું જાય છે. એમાં એ સ્થળનું પ્રત્યક્ષ વર્ણન, એની ખાસ કોઇ લાક્ષણિકતા, ત્યાં પ્રસિદ્ધ વ્યક્તિ કે પ્રસંગ, સામાજિક દૃષ્ટિએ ઉપસતો વિશેષ, પ્રજાની કોઇ ચોક્કસ લાક્ષણિકતાને ભારતીબેન પોતાની કલમમાં સ્થાન આપે છે. ક્યારેક સ્થળના સ્થૂળ લાગતાં વર્ણનો કરે પણ એ બધું ય છેલ્લે જતાં સરસ રીતે રસાઇને આપણાં ચિત્તમાં તે સ્થળની વિશિષ્ટ મુદ્રા અંકિત કરી આપનારી નીવડે છે.

દરેક પ્રકરણના નામ જે સ્થળની વિશેષતાને પ્રગટ કરનારાં ને વાંચવા પ્રેરે તેવા છે. 'સાઉન્ડ ઓફ મ્યુઝિકઃ સોલ્ઝબર્ગ.'માં લેખક દંપતી સાયકલ પર પ્રવાસ કરે છે તે ઘટના આપણાં ચિત્તમાં અંકિત થઇ જાય તે રીતે આલેખાઇ છે. ભારતી રાણે સભાન રીતે વર્ણન કરતા નથી, શબ્દો સહજ રીતે આવે છે. એમાંય ઇજિપ્તના પ્રવાસ દરમિયાન બીજા વિશ્વયુદ્ધ દરમિયાન શહિદ થયેલા દેશ–વિદેશના અનેક સૈનિકોની કબરથી બનેલ કબ્રસ્તાનનો પ્રસંગ અદ્‌ભુત રીતે આલેખાયો છે. લખે છે– 'વાંચતા વાંચતા એક તકતી એવી આવી કે અમારા પગ થંભી ગયા. જાણે એક વીજળી પસાર થઇ ગઇ શરીરમાંથી ! એ એક ભારતીય સૈનિકની કબર હતી. ઉપર લખેલું. લાન્સનાયક સેમ્યુઅલ, ઇન્ડિયન એન્જિનિયર્સ, ૧૨મી માર્ચ ૧૯૪૨. ઉંમર ૧૯ વર્ષ... કોણ હશે એના માબાપ ? એમને ખબર પણ હશે કે, એમનો લાડકવાયો અહીં ચિરનિદ્રામાં પોઢેલો છે ... વિઝિટર બુકમાં કોઇ મુલાકાતીના નામ ન્હોતા. એટલે સ્પષ્ટ

હતું કે, કોઇને ખબર ન્હોતી કે એની લાશ અહીં દફનાવેલી છે. એ વિચારતા જ કમકમાટી થઇ આવી , ગોળીઓથી વિંધાઇને એણે આ અજાણી જગ્યાએ પ્રાણ છોડ્યા હશે, પછી, એને કોઇએ છેલ્લી વિદાય પણ નહીં દીધી હોય. કોઇ એને ભેટીને રડ્યું નહીં હોય...રજીસ્ટરમાં અમારાં નામ લખીને નોંધ્યું કે, અમે અમારા આ શહીદ દેશબંધુને સલામી આપીને એને અશ્રુઅંજલિ અર્પીએ છીએ...' ઇજિપ્ત છોડતા પહેલા બીજીવાર એ કબર પર જઇને ફૂલ અને આંસુ છોડી આવતાં લેખિકા આપણા ચિત્તમાં છવાઇ જાય છે. આવા અનેક પ્રસંગો છે. આનંદના, આશ્ચર્યના, મનને પર શાતા આપનારાં તો એ સ્થળની મોહિનીમાં લઇ જનારાં પ્રસંગોથી આ પુસ્તક છવાયેલું છે.

હા, અનેક પ્રકરણો આખે આખા માહિતી જ આપનારાં છે. એમાં સીધી સટ માહિતીઓ આપવામાં આવી છે. સ્થળ, એની વિશેષતા, પ્રવાસ કરવા માટેનો યોગ્ય સમય, ત્યાં જવાનો રૂટ, વસ્તીની સંખ્યા, ઇતિહાસ, ભૂગોળ અને સંસ્કૃતિની વાતો સીધી સટ ભાષામાં આપવામાં આવી છે. એ અર્થમાં આ પુસ્તક ગાઇડની ગરજ પણ સારે.. એમાંથી પ્રવાસનિબંધ માટે અનિવાર્ય એવા પ્રવાસી લેખક, રસજ્ઞયાત્રી પણ પ્રગટે છે અને મિત્ર જેમ એ પ્રવાસ માટે પ્રેરતા, ઉશ્કેરતા ગાઇડરૂપે પણ આ પુસ્તક મજાનું નીવડે છે. આકર્ષક આવરણથી શોભતા આ પુસ્તકને આવકારું છું.

---

**ડૉ. નરેશ શુક્લ. ૫૩–એ, હરિનગર સોસાયટી, મુ.પો. વાવોલ.જિ. ગાંધીનગર–૩૮૨૦૧૬**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## વાર્તાવૈભવ– 'બા', લે : ધનસુખલાલ મહેતા

**(આ કૉલમમાં દર વખતે પૂર્વ પ્રકાશિત સીમાચિહ્નરૂપ ટૂંકી વાર્તા પ્રકાશિત કરવામાં આવે છે.)**

**('બા', લે : ધંસુખલાલ મહેતા, ૨૦/૧૦/૧૮૯૦ થી ૨૯/૦૮/૧૯૭૪ ગુજરાતી વાર્તા સંચય : ૧, સં. જયંત પારેખ શિરીષ પંચાલ, પ્ર. આવૃતિ ૧૯૯૯ પ્રકાશન; ગુજરાતી વિભાગ, મુંબઇ યુનિવર્સિટી, મુંબઇ, કિંમત ૧૨૦/–)**

હાસ્ય,વાર્તા અને નાટક દ્વારા ગુજરાતી સાહિત્યની સેવા કરનાર ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા આપણા નોંધપાત્ર સાહિત્ય સર્જક છે. ધૂમકેતુ પૂર્વે ગુજરાતી ટૂંકી વાર્તાનું કાઠું કાઢવામાં તેમજ વાર્તાના સ્વરૂપઘડતરમાં ધનસુખલાલે મહત્વનો ફાળો આપ્યો છે. અહી પ્રસ્તુત તેમની વાર્તા 'બા' અલગ અલગ ચાર સંપાદનોમાં પ્રગટ થઇ છે. પતિના મૃત્યુ બાદ મમતાથી ઉછરેલા ત્રણે પુત્રો એક પછી એક જુદા રહેવા ચાલ્યા જાય છે એની વેદનાથી ફસડાઇ પડતી વૃદ્ધાની વાત આ વાર્તામાં કરૂણરસ સાથે આલેખાઇ છે.

અહિ એક પ્રશ્ન એ રહે કે મલયાનિલની 'ગોવાલણી', અંબાલાલ દેસાઈની 'શાંતિદાસ' તેમજ ધનસુખલાલની 'બા' આ બધામાં ગુજરાતી પહેલી વાર્તા કઇ તે ચર્ચાનો વિષય રહ્યો છે. આ વિષે સંપાદનના 'ગુજરાતી ટૂંકી વાર્તા :પૂર્વાર્ધ' માં શિરીષ પંચાલ 'બા' વિષે નોંધે છે : 'તેમની અઢળક મૌલિક, રૂપાંતરિત વાર્તાઓમાંથી 'બા'ને અગ્રિમ સ્થાન આપી શકાય એમાં તો કોઇ શંકા નથી. પણ આ રચનાને ગુજરાતી ભાષાની પહેલી વાર્તા ઓળખાવી શકાય ખરી? ધનસુખલાલ મહેતાની આત્મકથા 'આથમતે અજવાળે' (૧૮૮–૯) અનુસાર 'બા' વાર્તા 'ગુજરાત''માં પ્રગટ થઇ હતી અને તેમણે જ્યોતીન્દ્ર દવેને વંચાવી હતી. દવે સાથે સંબંધ બંધાયો ૧૯૨૭–૨૮માં; એ રીતે 'બા' વાર્તા પર ધુમકેતુ,દ્વિરેફની વાર્તાસૃષ્ટિના પ્રભાવની શક્યતા સ્વીકારવી જોઇએ.'

### 'બા'

### ધનસુખલાલ મહેતા

'બા?' બાનો સૌથી નાનો છોકરો વિનાયક કાંઇ વ્યગ્ર થતો હિંમત કરીને બોલી ઉઠ્યો. 'કેમ ? દીકરા!' બાએ સ્નેહથી ઊભરાતા અવાજે પૂછ્યું.

'ના ! બીજું કાંઇ નહિ, પણ –પણ આજે– આજે ઊર્મિલા અહીં રહેવા આવવાની છ.' ઝડપથી આટલા શબ્દો બોલી વિનાયક દાદર ચઢીને પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

'વિનુ ! તેં મને કહ્યું હોત તો હું જ કહેવડાવત ને – ' બોલતાં બોલતાં બાનો અવાજ ધ્રુજ્યો તીવ્ર દુ:ખની લાગણી થઇ હોય તેમ લાગ્યું. પણ વિનાયક તો ચાલ્યો ગયો હતો એટલે વધુ બોલવું નિરર્થક હતું એમ જાણી બા ચૂપ રહ્યાં; પણ હૃદયમાંથી આઘાત નહિ ગયો.

બાને ત્રણ છોકરા : સૌથી મોટા ધીરજલાલ, વચલો રમણલાલ અને સૌથી નાનો વિનાયક. એ ત્રણ છોકરા નાના હતા તે વખતે તેમના પિતા ગુજરી ગયા હતા. બાએ ત્રણે છોકરાને એકલે હાથે ઉછેર્યા અને ઉત્તમ કેળવણી પણ આપી. માનો છોકરાઓ પ્રત્યે પ્રેમ તો હોય જ એમાં પતિ તરફનો પ્રેમ પણ પુત્રો તરફ ઢળ્યો. સારા જગતમાં બાને આ ત્રણ પુત્રો સિવાય બીજું કોઇ નહિ એટલે બાએ આખું હૃદય દઇ દીધું. ધીરજલાલ ગ્રેજ્યુએટ થયો અને તરત જ મુંબઇમાં રેલવેની ઓફિસમાં એને સારી જગ્યા મળી. સુરતનું ઘર ઉઠાવી મુંબઇ જ બધા સાથે રહીએ એ હોંશ બાના હૃદયમાં જન્મી. ડરતાં ડરતાં એણે એ હોંશ ધીરજલાલ રતનવહુને કહી પણ ખરી.

" બે ઘરનો ખર્ચ પણ કર્યા કરવો પણ થીક નહિ." બાએ કહેલું : 'અને–અને ધીરુ ! હું સાથે હોઉં તો તારે સંસારની બીજી કોઇ જંજાળ નહિ રહે. કેમ, રતનવહુ ?'

રતનવહુ શાંત રહ્યાં. સાસુની વાતમાં ટાપશી એણે પૂરી નહિ. ધીરજલાલ પણ કચવાયા હોઇ એમ લાગ્યું. થોડી વારે એણે પત્નીની સામે જોયું પણ એ ઊંડા, ઘેરા પાણીથી ભરેલા સરોવર જેવા વદન ઉપરથી કોઇ પણ જાતની પ્રેરણા મળી નહિ. બાની સ્નેહભરી આંખ તરફ તો ધીરજલાલથી મીટ માંડવાની પણ હિંમત કરાઇ નહિ.

'ઠીક છે, જોઇશું,' આખરે ધીરજલાલ બોલ્યો : 'હમણાં તો કાંઇ નથી. હું જઇને જરા મુંબઇ ગોઠવાઉં તો ખરો.'

વાત એકદમ અટકી પડી. બાથી કાંઇ વધુ બોલાયું નહીં. ધીરજલાલ નોકરી લે તે પછી કુટુંબે સાથે રહીને શું શું કરવું તે વિશેના બાએ મનમાં ને મનમાં કાંઇ કાંઇ ચોક પૂર્યા હતાં. પરંતુ એ પ્રસંગ પ્રાપ્ત થતાં જ, એક ક્ષણમાં એ બધું ઊડી ગયું છતાં બાએ એ આશા છેક નહિ મૂકી. હજી મુંબઇ જતાં ધ્ઇરજલાલ અને એની પત્નીને વાર હતી એ દરમિયાન બાએ આડકતરી રીતે એમની અનેક પ્રકારે ખુશામત કરી. બાના વહાલસોયા હૈયાએ હદ વિનાનું વહાલ એમના ઉપર ઠાલવ્યું. પણ જમાનો બદલાતો જતો હતો, 'સાસુ' જાતના ભયંકર પ્રાણીએ 'વહુ' નામના પ્રમાણમાં નિર્બળ પ્રાણી ઉપર અનેક વર્ષો સુધી, અનેક પેઢી સુધી, દારુણ દુ:ખ વરસાવ્યાં હતાં એટલે સાસુવર્ગમાં બા જેવા અપવાદ હોય છે એ સત્યનું ધીરજલાલ તેમ જ રતનવહુને ભાન થયું નહિ. રશિયાનો ઝાર પોતે ખરાબ માણસ ન હતો પણ 'ઝાર'ની સંસ્થા ખરાબ હતી. એટલે એના જેવા સારા માણસનું બલિદાન પણ આપવામાં આવ્યું.

બા સાસુ વર્ગમાં આવી શકે એમ ન હતું છતાં પણ આગલી પેઢીઓનાં પાપ, અન્ય સાસુઓના જુલમોનું પ્રાયશ્ચિત્ત બાને કરવું પડ્યું. બાના બધા સારા ગુણ, બાનાં વહાલ, બાના મોંની મીઠાશ, આ સર્વ બાહ્ય આડંબર છે અને ઉંદરને મારતા પહેલાં બિલાડી રમત રમે છે તેવી રમત છે તેવું અજાણ્યે પણ ધીરજલાલ અને તેના પત્નીને થયું. 'સ્વતંત્રતા' શબ્દ જ માણસોને એવો ભુરકી નાખનાર છે કે એને લઇને આવી પડતાં અનેક દુ:ખોનો કોઇ વિચાર જ કરતું નથી. માનવજીવનમાં, કૌટુંબિક જીવનમાં દરેક પ્રસંગે સ્વતંત્રતા સુખદાયક છે એમ નથી; છતાં પણ સ્વતંત્ર થવું એ દરેક મનુષ્યનો જીવનસિદ્ધ હક છે એ સિદ્ધાંતની જડ બહુ ઊંડી છે. જે વસ્તુસ્થિતિ હોય તે વસ્તુસ્થિતિ બહુ સારી હોય, અનેક પ્રકારે સરળતાવાળી અને સંતોષકારક હોય છતાં એમાંથી છુટીને કોઇ જુદી જ વસ્તુસ્થિતિ વધુ સારી જ હશે, વધુ સરળતાવાળી અને સંતોષકારક થશે જ એ મનોદશા મનુષ્ય છોડી શકતા નથી.

ધીરજલાલના કુંવારા જીવનમાં તેમ જ ટૂંકપરણેલા જીવનમાં એણે કોઇ પણ પ્રકારની સાંસારિક વ્યથા અનુભવી ન હતી. બા તરફથી કે ભાઇઓ તરફથી એને કે રતનવહુને કોઇ પણ પ્રકારના કલેશનું કારણ મળ્યું ન હતું. છતાં મુંબઇ જવાનો પ્રસંગ ઊભો થતાં એ પતિપત્નીના હૃદયમાં એક તરફથી 'સાસુ'ની ભયંકર આકૃતિ ખડી થઇ અને બીજી તરફથી સ્વતંત્રતાની દેવી કોઇ અવનવાં આભુષણો અને અલંકારોથી


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

સજ્ઞ થઇ તેમને આકર્ષવા લાગી. ધીરજલાલ અને રતનવહુ મુંબઇ ગયાં. બા અને બીજા બે પુત્રો સૂરત જ રહ્યાં. બાનું હ્રદય હજી પરાજય કબુલ કરી શક્યું ન હતું. મુંબઇમાં એ વરવહુને બાની ગૃહવ્યવસ્થા, મીઠાશ, ગમે તેવા અશાંતી ઉપજાવનાર પ્રસંગોને પણ કુંનેહથી નભાવી લેવાની શક્તિ, વગેરેની ગેરહાજરી સાલ્યા વગર નહિ રહે એવું એ ભોળી સ્ત્રીને લાગ્યા કરતું. પણ જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ આશા નષ્ટ થતી ગઇ. મુંબઇથી કાગળો આવતા તેમાં મુંબઇનાં હવાપાણી ખરાબ છે,જગ્યાની તંગાશ પણ ઘણી,અને છોકરાઓની કેળવણી ઘણી ખર્ચાળુ એવી બાબતો સારા પ્રમાણમાં જણાવવામાં આવતી. ધીમે ધીમે આ બાબતો વારંવાર વાંચ્યાથી બાને તેમ જ બે પુત્રોને ભાન થયું કે હવે મુંબઇની આશા રાખવી વ્યર્થ છે. એમણે એ વાત જ પડતે મુકી. બે પુત્રો તો યૌવનના તાનમાં સામાન્ય રીતે બને છે તેમ આ વાત – આ વેદના ભૂલી જ ગયા. પણ બાના હ્રદયમાં થયેલ જખમ રૂઝાયો નહિ. ભવિષ્યમાં આવા પ્રસંગ પુન: ઉપસ્થિત ન થાય એટલા માટે બાએ પોતાના બે પુત્રો ઉપર વધુ સ્નેહ ઢોળ્યો. બાના મોંની મીઠાશ વધુ મીઠી થતી ગઇ,પુત્રો પ્રત્યે બાના હૈયાની કોમળાશ વધુ કુમળી થતી ગઇ.

* * *

બાના બીજા પુત્ર રમણલાલનું લગ્ન થયું. તેની પત્ની કમલા ઘેર પણ આવી. નવી વહુને અછો અછો કરવામાં અને નવા પરણેલા પતિપત્નીના હૈયાં રિઝવવામાં બાએ જરાયે કચાશ ન રાખી. રમણલાલને કેળવણી ખાતામાં નોકરી મળી અને શરૂઆતમાં સૂરતમાં જ રહેવાનું થયું એટલે બાને પરમ સંતોષ થ્યો. સ્વર્ગ બે વેંત જ ઓછું રહ્યું. ઘરનું નાનામાં નાનુ કામ પણ બા જ કરી લેતાં હતાં પણ સ્વર્ગ કોઇને સહ્યું સાંભળ્યું છે ? રમણલાલની બદલી કામચલાઉ અમદાવાદ થઇ. અમદાવાદ જવાની તૈયારી રમણલાલ અને કમલા કરવા લાગ્યાં. બાએ બીતાં બીતાં સાથે જવાની ઇચ્છા દર્શાવી. વિનાયકની કેળવણી રમણલાલની આંખ નીચે અપાય તો સારું એવી દલીલ તેમણે રજુ કરી. પણ કામચલાઉ ફેરબદલી થતાં આખું ઘર ઉપાડીને લઇ જવું એ આર્થિક દ્દષ્ટિએ મૂર્ખાઇ છે એમ રમણલાલે કહ્યું. વિનોદમાં રમણલાલે એમ પણ કહ્યું કે ધીરજલાલ અને પોતાની કેળવણી પણ બાની આંખ આગળ જ થઇ હતી ને !

પરિણામે રમણલાલ અને કમલા અમદાવાદ ઉપડી ગયાં. મોટા ઘરમાં બા અને વિનાયક એકલા એટલે ઘર ખાવા ધાવા લાગ્યું. કામચલાઉને બદલે જાથુકની નોકરી જ એ તરફની થઇ પણ બાને અને તેડું આવ્યું નહિ. ધીરજલાલની પાસે તો ફ્રિયાદ કરવી એ નકામું જ હતું અને પુત્રની ફેરિયાદ કરવી એ વિચાર પણ બાના હેતાળ હૈયાને ખરાબ લાગતો હતો. છતાં બા કોક વખત વિનાયક આગળ આ વાત બોલતી. વિનાયક પણ યુવાન હોઇ યુવાવસ્થામાં કુદરતી રહેલ સ્વાર્થ, અન્યના દુ:ખ પ્રત્યે બેદરકારી વગેરે લાગણીઓથી રંગાયેલો હતો. રમણલાલ–કમલાના કાર્યથી એને ખાસ અસંતોષ થયો નહિ. એમણે કશો ગુનો કર્યો એમ તેની બુદ્ધિની જણાયું નહિ. બાને ચુપ રહ્યા વિના અન્ય માર્ગ નહોતો.

મનુષ્ય વિચિત્ર પ્રકૃતિનું પ્રાણી છે. અન્ય પ્રાણીઓ એક વખત છેતરાય પણ બીજી વેળા એ જ રીતે નહિ છેતરાય. મનુષ્ય એ બધાં પ્રાણીથી બુદ્ધિમાન પ્રાણી હોઇ એક ને એક રીતે અનેક વેળા છેતરાય છે, છતાં આશાવાદી જ હોય છે. યુવાવસ્થામાં એને ક્ષણભર તીવ્ર નિરાશા થાય છે પણ તરત જ એ ઝખમ રૂઝાયછે અને નિરાશા આશામાં ફેરવાય જાય છે. વૃદ્ધોના નિરાશાના જખમો જલ્દી રૂઝાતા નથી છતાં આશા તો છોડાતી નથી જ.

બાએ પતિ ખોયો ત્યારે ત્રણ પુત્રો ઉપર આશા બાંધી, ધીરજલાલ રતનવહુ મુંબઇ જતાં રહ્યાં ત્યારે બે પુત્રોને પોતાનો સ્નેહ આપ્યો, રમણલાલ અને કમલા અમદાવાદ જતાં બાને અહ્યો એકલો વિનાયક. વૃદ્ધોની કાળજી અને કંજુસાઇથી સંગ્રહેલ મમાતા અને વાત્સલ્ય બાએવિનાયક આગળ ધર્યા. પણ યૌવનમદમાં ઘૂમતાં યુવક–યુવતીઓને એની કિંમત નથી, એની પરવાહ નથી, એની જરૂર પણ નથી.

સામાં સ્નેહીઓ તરફથી મમતા, સ્નેહ, વાત્સલ્ય વગેરેની ભેટ મેળવવાનો પોતાનો હક્ક છે એમ તેઓ માને છે અને એ ભેટ સ્વીકારવાથી પોતે એ ભેટ ધરનાર મનુષ્યો ઉપર ઉપકાર કરે છે એવું ધારી લે છે.

થોડા વર્ષો વહી ગયા. વિનાયક વકીલ થયો અને પછી મુન્સફ થયો.

સુરતમાં જ કન્યા મળી લગન ધામધુમથી થયાં. સૌથી નાની વહુ ઊર્મિલા ગ્રેજ્યુએટ થયેલ હતી એટલે બાનો હર્ષ માતો નહોતો. પહેલી બે વહુઓ થોડું ભણેલી અને આ ત્રીજી તો ગ્રેજ્યુએટ એટલે સ્વાભાવિક અભિમાન થાય જ. તે ઉપરાંત બાના હ્રદયના ખૂણામાં એવો પણ વિચાર ખરો કે પહેલી બે વહુઓના જેવું વર્તન ત્રીજી નહિ બતાવે. વળી હવે કોઈની કેળવણી પણ બગડે તેમ ન હતું. સુરતમાં બાની જરૂર પણ ન હતી. વિનાયકને લાડ લડાવ્યાં તેટલાં લાડ બહુ થોડ પુત્રોએ મા તરફથી મેળવ્યાં હશે. ઊર્મિલાએ સાસુ પાસેથી વિવાહ અને લગ્ન વચ્ચેની મુદતમાં જેટલું હેત મેળવ્યું હતું તેટલું હેત તો કદાચ કોઈ પણ પુત્રવધુએ સાસુ પાસેથી મેળવ્યું જ નહિ હોય ! બા પણ જાણતી હતી કે આ તેની છેલ્લી રમત અને છેલ્લો દાવ છે. આમાં પરાજય મળ્યેથી જીવનમાં બીજી આશા તેની ન હતી.

* * *

લગ્ન થઈ ગ્યાને ચારેક દિવસ થઈ ગયા હતા. ધીરજલાલ અને રતનવહુ તો રજા ટૂંકી હતી એવું બહાનું કાઢી મુંબૈ રવાના પણ થઈ ગયાં હતાં અને લગ્ન પછીના દિવસોની માથાકૂટ એ પ્રમાણે એમણે માથા ઉપરથી કાઢી જ નાંખી હતી. લગ્ન દરમિયાન રતનવહુ અને કમલાએ પોતે છોકરાના પક્ષનાં છે એ મહાન સત્ય છોકરીવાળાને સમજાવવા કોઈ કોઈ વાર યત્ન કર્યા હતા પણ બાએ વચમાં પડી સમાધાન કરાવી દીધું હતું. વળી પરણનાર પોતે જ આ બાબતમાં વહુના પક્ષનો એટલે ઝાઝી તકરાર થઈ શકી પણ નહિ.

શુભ પ્રસંગનો આનંદ અનુભવ્યા પછી જે ગ્લાની અનુભવાય છે તે ગ્લાનેમાંથી બા હજી પૂરેપૂરાં છુટી શક્યા ન હતાં. તે પહેલાં તો વિનાયકે બાને જણાવી દીધું કે ‘ આજે – આજે ઊર્મિલા અહીં રહેવા આવવાને છે ! ’

દુ:ખકર પ્રસંગ આવવાનો હોય તેની આગાહી મનુષ્યની થયા વિના રહેતી નથી. સાધારણ રીતે પણ પોતાના સ્નેહના ઉપરની પોતાને માલેકીમાં કોઈ ત્રાહિત વ્યક્તિ ભાગ પડાવવા આવે એટલે મનુષ્યને દુ:ખ થયા વિના રહે જ નહિ. વિનાયકના શબ્દો સાંભળી બાનું હૈયું અનેક દુ:ખની આગાહી અનુભવવા લાગ્યું વેદનાના ભણકારા સ્પષ્ટ સંભળાવા લાગ્યા. ઊર્મિલાના અને પોતના સંબંધમાં કોઈ પણ જતની કડવાશ ઊભી નથી થઈ – પોતે ઊભી નથી થવા દીધી એટલું જ નહિ પણ એવી કડવાશની ગંધ સરખી પણ આવવા નથી દીધી એવું બાએ પોતાના હ્રદય સાથે વિચાર કરીને માની લીધું અને એ માન્યતાથી હૈયું કાંઈક શાંત થયું. હજી તો વિનાયકની નોકરી સુરતમાં જ છે એટલે તો ચિંતા જ નથી. પણ પરગામમાં પણ ગ્રેજ્યુએટ થયેલ યુવતીને વગર પગારનું આવું ખતરીવાળું માણસ ભારે તો ન જ પડે પણ ઊલટું આવશ્યક ગણાય એમ બાને લાગ્યું એટલે પોતે નાહક ખિન્ન થય છે એમ મનને ઠસાવ્યું.

ઊર્મિલાને ઘેર બોલાવવાનું કહેવાનું પોતે જ કરી લીધું એને બદલે વિનાયકે મને જ કહ્યું હોત તો કેવું સારું થાત ? આ વિચાર બાને આવ્યો. કેટકેટલી વાર પોતે કાંઈ કેટલો આનંદ પોતાન પુત્રના સારને માટે, જરા વિચાર પણ કર્યા વગર જતો કર્યો હતો તેનો ખયાલ બાને આવ્યો. છતાં આવા નાના કાર્યનો યશ – તે કરવાનો સંતોષ વિનાયકથી પોતાને નહિ અપાયો એ વિચાર માત્રથી બાનું હૈયું વીંધાયું પણ એવા એવા વિચારોથી – એવા એવા પશ્ચાતાપથી વસ્તુસ્થિતિ સુધરતી નથી એવું બા સારી રીતે જાણતી હતી એટલે એણે મનને વાળી લીધું. ઊર્મિલા પોતાને ત્યાં રાતે આવવાની હતી તે પ્રસંગે જરા થોડી બરફી અને બે ફૂલના હાર હોય તો ઠીક, નવી વહુને સારું લાગશે એમ બાને લાગ્યું. પણ બજારમાંથી લાવે કોણ ? એવી વાત ચાકરમાણસને તો કહેવાય નહિ.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

બાએ વિચાર કરીને, હિંમત એકઠી કરીને કમલાને કહ્યું : ‘કમલાગવરી, ઊર્મિલા આજથી અહીં રહેવા આવવાની છે.’

‘પરણ્યા એટલે આવવાનાં જ ને,’ બા તરફ મોં પણ ફેરવ્યા વિના કમલા બોલી : ‘નહીં તો પરણત શું કામ?’

‘હા એ તો ખરું પણ – પણ – મને એમ કે જરા થોડી બરફી અને ફુલનો હાર મંગાવીએ તો ઠીક.’ બા બોલી.

‘શેને માટે ?અમારી વખતે તો આવું કશું કર્યું ન હતું !’ કમલાએ કહ્યું.

‘હા વહુ, એ તો હું જાનું છું પણ હવે જમાનો બદલાયો છે એટલે આટલું કરીએ તો જુવાન છોકરાંઓને ઠીક લાગે.’બાએ ધીમેથી કહ્યું.

‘તે તમારે જે કરવું હોય તે ખુશીથી કરો ને, હું થોડી ના કહું છું ?’ કમલા બોલી : ‘ મને એવા નવા રિવાજ દાખલ કરવા ગમતા નથી.’

‘તમે જરા પાસેથી જઇને લઇ આવશો ?’ દલીલમાં ઊતરવું નિરર્થક લાગ્યાથી બાએ વિનંતી કરી.

‘હાહાહા ! કોણ હું લઇ આવું ?’ કમલા કટાક્ષમાં હસતી બોલી :‘ મારે તો કશા ઑરિયા નથી. અરે, અત્યારે વખત પણ ક્યાં છે ? સાંજ પડવા આવી છે અને અમે આજે રાતે નવની ટ્રેનમાં તો અમદાવાદ જવાનાં, હજી તો મારે વાવાકાકાને અને લાલામામાને મળવા જવું છે. કોઇ ચાકરની પાસે મંગાવી લ્યોને; બાકી અમસ્થી માથાકૂટ કરો છો – એમાં કોઇ તમને સરપાવ આપી દેવાનું નથી.’

કમલાના છેલ્લા વાક્યમાં બાને નગ્ન સત્ય લાગ્યું. છતાં એ સ્વીકારવા એનું હૈયું કબૂલ થયું નહિ. સ્નેહી ગમે તેવું મરણપથારીએ પડ્યું હોય છતાં દાક્તર જો એમ કહે કે હવે આશા નથી તો તે સત્ય્સ સાંભળવા કોઇ તૈયાર નથી હોતું. આમાં પણ બા વસ્તુસ્થિતિ જાણતી હતી છતાં તે સ્વીકારવા તૈયાર થઇ નહિ. કમલા પાસેથી બા ખસી ગઇ અને કોઇનું ધ્યાન પહોંચે નહિ તેમ ઘરમાંથી નીકળી માળીની દુકાનેથી હાર અને બરફીવાળાને ત્યાંથી બરફીની ટોપલી લઇ આવીને બાએ પોતાના ઓરડામાં સંતાડી દીધાં.

વાળુ કાંઇ ઉતાવળથી થયું. રમણલાલ અને કમલા ‘આવજો,આવજો,શરીર સાચવજો, કાગળ પત્તર લખતાં રહેજો.’ વગેરે વાક્યોના ધ્વની સાથે અમદાવાદ જવા ઊપડી ગયાં. ઘરમાં બા અને વિનાયક બે એકલાં જ રહ્યાં. વિનાયકનું હૈયું પણ લાગણીઓના આવેશથી વ્યગ્ર બની ગયું હતું એટલે તેનાથી શાંત બેસી રહેવાયું નહિ. કશું બહાનું કાઢીને વિનાયક કોઇ પડોશીને ત્યાં ‘પાંચ મિનિટ જઇ આવું છું,’ કરીને ચાલ્યો ગયો. ઘરની શા6તી બાને સાલવા લાગી. કાંઇ કુતૂઓહલ વૃત્તિથી પ્રેરાઇને બીક પડોશણો બાને મળવા આઅવી પણ બાથી એમની જોડે છૂટથી બોલાયું નહિ એટલે પડોશણો નિરાશ થઇ.

‘હજી વહુ આવ્યાં નથી ?’ એક પડોશણે પૂછ્યું.

‘ના,આવશે,શી ઉતાવળ છે ?’ બાએ લાગણી વિનાના અવજે કહ્યું.

પડોશણો ગઇ બા ઉતાવળે જઇને વિનુભાઇના ઓરડામાં થોડી છેલ્લી ગોઠવણો અને સાફસૂફ કરી આવી. એક ખૂણામાં ઘીનો દીવો પણ એણે સળગાવી દીધો અને બે–ચાર અગરબત્તીઓ પણ ચેતવીને મૂકી દીધી.

બારણું ખખડ્યું. બાના હૈયામાં આઘાત થયો. પુત્રને લેવા યમરાજા આવતો હોય એવી ભ્રમણા થઇ. ‘રોઇ પડું, રોઇ પડું’ એવું હૈયું ગળગળું થઇ ગયું…ઊર્મિ દબાવી બાએ મમતાભર્યા સાદે કહ્યું :‘આવ,ઊર્મિલા

આવ,અચકાય છે શાની ?ઘર તો બેટા,તારું જ છે ને ?' બા ઊભી થઇને દાદર સુધી ગઇ. ઊર્મિલાનો હાથ પકડી તેને ખંડમાં લઇ આવી અને ખુરશી પર બેસાડી.

ઊર્મિલા ગ્રેજ્યુએટ હતી. તે અને વિનાયક લગ્ન પહેલં અનેક વાર મળ્યાં હતાં છતાં નવજીવનના આરંભની ઘટિકા પાસે આવતી જતી હતી એટલે તે પણ જરા વ્યગ્ર હતી,અસ્વસ્થ હતી. શિયાળો હતો છતાં મુખ ઉપર પ્રસ્વેદ જણાતો હતો. તે લુછવા માટે રૂમાલનો ઉપયોગ કરવાનું પણ એને સૂઝતું ન હતું. થોડી વાર સાસુ અને વહુ સામસામું જોઇ રહ્યાં, પણ આ પ્રકારની શાંતિ બાથી સહન થઇ નહિ, એટલે એણે કહ્યું :'પાણી બાણી પીવું છે ?'

'ના – નાજી,' ઊર્મિલાએ ઉત્તર દીધો.

'ઊર્મિ, હું તારી મા છું એ જ પ્રમાણે મને ગણજે, જરા અંતર નહિ રાખીશ.' બાએ ધ્રુજતા હોઠ દબાવીને કહ્યું :'મારે તો તું અને વિનાયક એ બે જ હવે રહ્યાં છો.'

'હંઅ, હા.' ઊર્મિલાએ નીચું જોઇ જવાબ વાળ્યો.

નાની વહુના હૈયામાં પ્રવેશ કરવાનો સાસુએ પ્રયાસ કર્યો પણ અસલની સાસુઓની સંસ્થા અંતરાય રૂપ થઇ પડી. એક પણ શબ્દ બોલ્યા વિના સાસુ અને વહુ એકેકેના હૈયાના વિચાર જાણવા લાગ્યાં પોતાના લાડકવાયા પુત્રનું હરણ કરવા આ અજાણી ત્રાહિત છોકરી આવી છે,એને વિજય જ મળવાનો છે,પોતે પોતાનું સર્વસ્વ અર્પી દેવા તૈયાર છે છતાં પણ સામેથી વિષ્ટિની ઇચ્છા બતાવવામાં આવતી નથી એ બધું બાના હૈયાએ પારખી લીધું. જેમ જેમ આ પ્રકારનાઅ વિચાર બાનું હૈયું સ્વીકારતું ગયું તેમ તેમ બાનાં ગાત્ર શિથિલ થતાં ગયાં. 'શું કરું ? શું બોલું ? કે જેથી હજી પણ વહુ મારા પ્રત્યે આકર્ષાય ?' એ વિચારમાં બાની જીભ જ બંધ થઇ ગઇ.

ઊર્મિલાને સાસુનો પરિચય સારો થયો હતો અને તે પરિચયમાં તેનો દોષ જેવું કશું જ જણાયું ન હતું. છતાં પણ 'બા તે સાસુ જ.' આ વિચારે બધા વિચારોને કાઢી ઊર્મિલાના ચુવાન મગજને ઘેરી લીધું. સાસુઓને હાથીની પેઠે બે પ્રકારના દાંત હોય છે – દેખાડવાના જુદા અને ચાવવાના જુદા. એ દ્દષ્ટાંતે ઊર્મિલાની બીજી બધી લાગણીઓને દબાવી દીધી.

એવામાં વિનાયક આવ્યો. 'ઓહો ! ઊર્મિલા આવી છે !'તે બોલ્યો : ' બા તમારે મને કહેવડાવવું હતું ને ! '

'ભાઇ, ક્યાં કહેવડાવું ?'બાએ ઉત્તર આપ્યો : 'તમે ક્યાં જાઓ છો તે મને કહ્યું ન હતું ને.'

'ઓહોહોહો અગિયાર વાગી ગયા !' ઘડિયાળ સામું જોઇને વિનાયક પોતાના ઓરડામાં જવા દાદર ઉપર ચડવા લાગ્યો. બાએ ધીમેથી ઊર્મિલાનો હાથ દબાવી કહ્યું : 'ઊર્મિ, જાઓ. આ જરા લેતાં જાઓ.'

બા દોડી. સંતાડીને સાચવી મૂકેલી બરફીની ટોપલી અને હાર ઊર્મિલાના હાથમાં આપ્યાં. વિનાયક રમણા ઉપર ઊભો હતો તેણે એ જોયાં. ક્ષણભર બા પ્રત્યે વહાલની ઊર્મિ જાગૃત થઇ. બાનો ઉપકાર માનવા જતો હતો એટલામાં એ અટકી ગયો. ઊર્મિલાની આંખ વિનાયકને જોઇ રહી, ક્ષણેક વિનાયક ઊર્મિલાને જોઇ રહ્યો. પછી બાનીએ સામું જોયું, તેનું ચિત્ત ચગડોળે ચડ્યું, અલ્પ સમયમાં,પોતે બાના ખોળામાં હતો ત્યારથી માંડીને આવડો મોટો થયો ત્યાં સુધીનું પોતાનું જીવન તેની આંખ આગળથી પસાર થઇ ગયું. પણ તરત જ ઊર્મિલાની આકૃતિ પાછી બળ કરીને તેની આગળ આવી. ભૂતકાળના મનુષ્યોના સંયુક્ત કુટુંબની જીવનકથા સિનેમા ફિલ્મની પેઠે તેણે જોઇ.

ઊર્મિલા દાદર તરફ વળી, વિનાયક રમણા ઉપર ઊભો ઊભો બા તરફ વળ્યો : 'બા અમે કાલથી લાઇન્સમાં રહેવા જવાનાં છીએ. માઠું ન લગાડશો પણ – પણ નોકરી પ્રમાણે મોભાસર રહેવું જોઇએ.'

વિનાયક માને છરી ભોંકતો હોય એવી વેદના અનુભવતો બોલ્યો :' તમારે દેવદર્શન અને એવું બધું જોઇએ એટલે ત્યાં નહિ ફાવે, અને એ આદ્યુંય ક્યાં છે !'

વિનાયક આટલું બોલી ધડધડાટ દાદર ચઢી ગયો. ઊર્મિલા થોડી ધીમેથી ઉપર ચઢી, ઉપલા ઓરડાનાં બારણાં બંધ થવાનો અવાજ સૂના ઘરમાં ગાજી ઊઠ્યો.

બરફીની ટોપલીએ બાએલ દોરો અને પાતરા બાના હાથમાં હતાં તે એમ ને એમ જ રહી ગયાં : ખંડની દીવાલો ફરતી હોય તેમ બાની આંખને લાગવા માંડ્યુ. શિયાળાની કકડતી ઠંડીમાં બાના શરીર ને ઝોબો આવી ગયો. અત્યાર સુધી સાચવી રાખેલ શરીર સહસા શિથિલ થિ ગયું. ક્ષણવારમાં બાનું વય દશ વર્ષ વધી ગયું હોય તેમ જણાયું. શરીરમાં તેમ જ ઘરમાં મૃત્યુસમી શાંતી પ્રસરી રહી. એવી જ શાંતી બાના અચાનક વૃદ્ધ થઇ ગયેલા હૈયામાં વ્યાપી રહી. વૃદ્ધ ડોશીના પગ ધૃજયા. હાથમાંની બરફીની ટોપલીનો દોરો અને પાતરાં જમીન ઉપર પડ્યાં. બા પણ ત્યાં જ ફસડાઇ પડી.

---

**ડૉ. ભાવેશ જેઠવાના સહયોગથી**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 5, Continuous Issue 5, September - October 2011

## જાત સાથે વાત (સામાને કહેવા) : સુમન શાહ

16 November 2010

દિવસ મારા માટે કલાક જેવો. જાણે કાંસાનો વાટકો. અઠવાડિયું દિવસ જેવું. જાણે હેન્ગર પર લટકતું ખમીસ. ને મહિનાઓ ઍથવાડિયા. કપાયેલા ઊડતા પતંગ. સમય ભગાડે. અમારા કેલેન્ડરમાં દિવસો કે અઠવાડિયાં ન હોય, મહિનાઓ હોય. જાત સાથે વાત કરવાનું યાદે ય ન આવે. ૨૦૦૭થી ૨૦૦૯ દરમ્યાન ખાસ એવું બન્યું. એલ્જિબ્રાનો કશો દાખલો ગણતા હોઈએ એવી ચોકસાઈથી વિઝા–પેપરો તૈયાર કરવાનાં, વહુને દાગીના સોંપતા હોઈએ એમ કુરિયરવાળાને સોંપવાનાં. ખબર હોય કે પ્હોંચે જ પ્હોંચે. તોય પૂછવાનું– પ્હોંચશેને. અમેરિકન કોન્સ્યુલેટના અનુકૂળ ઉત્તરની રાહ જોવાની– જાણે છોકરાવાળાની 'હા' માટે જોતા હોઈએ. આગળની કાર્યવાહી માટે બીજાં પેપરો તૈયાર કરવાનાં, તે પછીના ઉત્તરોની પણ તેવી જ રાહો જોવાની. વિઝાના ઈન્ટર્વ્યુની તારીખ મળ્યે પ્હોંચી જવાનું. જાણે જાતના કે ગીગાના લગનમાં નીકળ્યાં. ટિકિટ બૂક કરાવવાની. એજન્ટ જોડે ઝીણવટભરી મસલતની જે મજા, જાણે આખેઆખું વિમાન ખરીદવા નીકળ્યા...! અમેરિકા પ્હોંચ્યા પછી જેમાં ગ્રીન–કાર્ડ આવે એ મેઈલની રોજ્જે રાહ જોવાની. નિરન્તર સર્વત્ર લીલું ભળાય. જોકે એવું ગ્રીન નથી હોતું, જેટલું કલ્પી લેવાય છે. આવ્યે પછી બધી ખબરો પાવાનું શરૂ થાય છે. સાથોસાથ, સાહિત્યના રોજિન્દાં કામો તો ખરાં જ. આ બધી વખતે સમય મને એવો વહાવે કે દિવસ કલાક લાગે, અઠવાડિયું દિવસ લાગે, મહિનાઓ અઠવાડિયાં...

જાત સાથે વાત કરવાનું યાદ ન આવે તેને ઘણા સુખ ગણે છે. તમારા ભટસાએબને તો ઘડીનીય નવરાસ કાં છે ? મિસિસ ભટ્ટ જ્યારે મળે ત્યારે કહેતાં હોય છે. ગામ જઈએ ત્યારે ફળિયામાં રામજીભાઈનાં વહુ ચમ્પાબા વાતવાતમાં કહેતાં હોય–ઈમને તો જનમદિયે યાદ ના ઓય, બોલો, એટલા બીજી ઓય છે ! ચમ્પાબાના મોંમાનું 'બીજી' અંગ્રેજી ના જોઈએ–વાળાના લમણે ઝીંકવાને મન થાવ, પાડ માનો ભગવાનનો. લોકોનો તો દા'ડોય ખૂટતો નથી. મને થાય, જિન્દગી ઝટ પત્યે સુખ ? કે દુ:ખ ? ના પત્યે દુ:ખ ? કે સુખ ? આ એવો સિક્કો છે જેની એક બાજુએ સુખ ચીતર્યું છે ને બીજી બાજુએ દુ:ખનો લપેડો છે. નાનપણમાં વરસાદના દિવસોમાં જુદી જુદી જાતની પણ જીવલેણ મજાઓ આવતી એમાંની આ અત્યારે યાદ આવે છે : એક–પૈસાના સિક્કાને ભીની જમીનમાં બરાબર ખોસવાનો, પછી એના પરની માટીને એડીથી દબાવીને એક ઝડપી ચકરડી લેવાની. બીજી બાજુ માટે, ફરીથી એમ કરવાનું. પૈસા ચકચકાટ ! એવું લાગે. એમાંનું તાંબુ આંખને આંજે છે. ઘડીમાં આગળથી તો ઘડીમાં પાછળથી નીરખ્યા કરું. સુખ–દુ:ખના સિક્કાને વારંવાર ફેરવી જોયો છે પણ નીરખ્યાનું વળતર કંઈ મળ્યું નથી. શુદ્ધ કંટાળો જરૂર આવ્યો છે.

ઊંધું પણ થાય. કે મેં મને પાંજરે પૂર્યો છે ને સમયને કીધું છે કે તું તારે, જવું હોય ત્યાં જા. એણે મને નહીં, મેં એનેન ભગાડયો છે. સતત સમયના સકંજામા જ હોઉં. આજે તારીખ ૧૬ થઈ, પણ ચિત્ત ૨૧, ૨૪,

૨૭–૨૮, ૪–૫ કે ૧૦–૧૧માં સંડોવાયા કરે, દેખાયા કરે, કેમકે તે તારીખોએ માત્રએ વ્યાખ્યાનો માટે જવાનું હોય. વિષય–વસ્તુઓની ફકરાબન્ધ અવરજવર. વચ્ચેના કલાકો દિવસો અઠવાડિયાં મને દેખાય જ નહીં. ઉંદરકરણી યાદ આવે છે. ત્યારે તો ‘ઉંદરકઈની’ કહેતા. સવારે એ ત્રણ–ચાર ના–સમજને સપડાયેલા જોવાથી થતું. અરે વાહ ! જાણે શી યે ધાડ મારી ! દિવસભરનો આનન્દ ગટક કરતોક કોઠામાં ઊતરી જતો. સ્કૂલમાં કહેતા, તેં કેટલા ? મેં તો પુરા પાંચ ! જોકે એમને ઉકરડે છોડવા જવાની એક વધારાની મજા હતી. કોકને તો એવું ગમી ગયું હોય, નીકળવું ન હોય, ટપલા મારવા પડે. પિતાજી કહેતા, એવો ઉંદર ફૂંકીને કરડનારો હોય; માણસો પણ એવા હોય છે, ધ્યાન રાખવું. સવાલ એ છે કે ધ્યાન ક્યારે રાખવું – કરડાઈ રહીએ પછી જ ને ? છૂટેલા બધા જુદી જુદી દિશામાં દોડ્યા જાય. જોકેરાત પડ્યે ઘરોમાં એ જ બધા પાછા દોડી આવતા હશે. અનિષ્ટ ચક્રાકારે ફરતું હશે કેમકે એ અવિનાશી હોતું હશે. મને થાય, ઉંદરકરણીમાં ‘ગલ’ મૂકી–કરીને ગોઠવ્યાની ઘડીથી રાહ જોતો’તો તે કોણ ? એ ય પુરાયેલો હતો કે કોઇ બીજું ? ટ્રેપમાં બીજાને પૂરીએ કે તરત એક ઉઘાડા પોલાણમાં જાતે જ પુરાઈ જવાતું હોય છે, એટલા ઉકરડાની જુદી, નામજોગ, વ્યવસ્થા પણ નથી હોતી.

ટ્રાફિક–જામ નામનું એક શહેરી દુ:ખ છે, કાયમી છે. છતાં દરેક જામનું પ્રવાહણ થાય, ટ્રાફિક ધીમો પડે, ને એકાદ મિનિટનો ખાલી એવો પટ્ટો પડે. તેમાંથી તમે પ્રેમથી પસાર થઈ શકો. ચાલવા નીકળીએ ત્યારે એવા પટ્ટામાંથી પસાર થતાં લાગે, દુનિયા કેટલી તો સંવાદી ધોરણે ચાલે છે. આ નાનું એવું શહેરી સુખ છે. છકી જઈ, તમે કહી શકો : લાવો લાવો, જેટલાં લવાય એટલાં વાહન લાવો. નવી નવી કારો લાવો, નિસાનવાળાની માઈક્રા લાવો, ફીઆત્રવાળાની લીનિયા લાવો, ફોર્ડની ફીગો લાવો; રૂડી રૂપાળી દોડતી નાસતી બાઈકો લાવો. કશી સાડીબારી નથી, મને મારગ જડી ગયો છે. મારગ જેને જેને જડી ગયો લાગતો હોય છે તેઓ બધા આવી બૂમો પાડતા પણ હોય છે. ત્રીસ વરસથી માણેકચોકમાં સેટ થયેલા ચન્દુભાઈ મને અવારનવાર કહે : ભાઈ, શહેરમાં સુખ, શોધે તેને મળે જ મળે. મને થાય આ–નું–આ વાક્ય પરમ દિવસે તો બોલેલા. હું હા ભણું એટલે કાતરેલી સોપારીનો ચૂરો થોડો મને આપી બાકીનો પોતાના મોંમા ઓરી જાય ને સૂડીને ધ્યાનપૂર્વક પાનપેટીમાં ગોઠવે. એમને સોપારીભર્યા મોંએ બોલવાની ટેવ છે. આંખો ચકળવકળ ને શબ્દોની તૂરાશ વાતાવરણમાં જે છંટાય–અભિવ્યક્તિની શી અદા ! ત્યારે મને ચન્દુભાઈનું ડાચું પોચા લાકડાનું લાગે. જોકે વાહનોને તો બ્રેક હોય છે, દેખીતી, સ્પષ્ટ લગાડાયેલી. પણ માણસોને નથી હોતી. મેં વારંવાર તપાસ્યું છે, શરીરના કોઈ ભાગમાં છે નહીં. શહેરમાં સુખ શોધે તેને મળે જ મળે... ચાર દિવસ લગી આ વાતે મારો કેડો નહીં મેલેલો...

**20 November 2010**

૨૦ નવેમ્બરે શું થયું, ખબર છે ? ના, તમને ખબર ના હોય : સ્વામી અસીમાનન્દની ધરપકડ. પાડોશી મનહરભાઈ શાસ્ત્રી ભાષાજ્ઞાની – હું એમને કાઠિયાવાડી સ્ટાઈલમાં શાસ્ત્રીભાઈ કહું છું– તે તરત બોલ્યા: માણસ અ–સીમ આનન્દનો સ્વામી થવા નીકળ્યો હોય તો શું થાય, સુમનભાઈ ? ‘અ’–ને ડાગળી ખસેડતા હોય એમ ‘સીમ’–થી ખસેડીને બોલેલા. મેં કહ્યું, પણ, સિગારેટ પીતી ઐશ્વર્યા રાયનાં હોર્ડિન્ગ્સ બાબતે ડૉક્ટરોનો મોરચો પણ નીકળ્યો છે. મને ઐશ્વર્યા અસીમાનન્દી, અ–સીમાનન્દી, લાગેલી, છતાં મેં પૂછ્યું, એ અંગે તમે કંઈ ભાષિક પ્રકાશ પાડો ખરા ? વેઈટ વેઈટ, શાકાહારી શૈલીનો પ્રચારક જહોન અબ્રાહમ ઝિંગા વગેરે દરિયાઈ જીવો ખાતાં ઝડપાયો છે. એ અંગે પણ કંઈ ? અરે શાસાહેબ, તમે યાર, આટલાથી ખુશ થાવને ! ના ખુશ થવાનું ક્યારે છોડશો ? ભાષા છે, ને છાપાં છે, તો આટલું પ્રકાશમાં આવ્યું ! બાકી શું ? મનેય થયું, બાકી શું પણ પછી ઐશ્વર્યા રાયને સિગારેટ ફૂંકતી કલ્પવાની મજા આવી.

થયું, ત્યારે મિસ્ટર બચ્ચન ક્યાં બેઠા હશે–? સામેની બાલ્કનીમાં બેઠેલી માંજરી બિલાડીને છીંક આવી. બપોરે જમતો'તો ત્યારે મેં ટીંટોળાનું શાક ખાતા જહોન અબ્રાહમને વિચારી જોયો...ખાતો'તો જોકે હું...

જમ્યા પછી હું મારા ગામને ઘરે, હીરાભાગોળે, જતો'તો. શાકાહાર–માંસાહારને સુખ–દુ:ખના પેલા સિક્કાની જેમ ફેરવવા કરતો' તો પણ; એકાએક; ઘરેથી કશા માટે 'વકીલના બંગલે' નામના ઠેકાણે ગયેલો, એની બાજુના ઊંચા ઓટલાવાળા એક મકાનમાં મારા કોળેજ–મેટ રણછોડને મળવા. રણછોડ પ્રખ્યાત ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ થયેલો, હું કોમર્સમાં બે વાર નાપાસ થયેલો. રણછોડ રાજેશ કહેવાતો, પણ મને એ નામ સાલું મોંઢે ચડે જ નહીં ! નાપણની ટેવો પણ કેવી જળો હોય છે. ઘર અવાવરુ ને ઉજ્જડ છે એમ સમજું ત્યાં બદામી બરમૂડા પહેરેલો એક વિદેશી દેખાતો, અંગ્રેજ જેવો, ગટુડો જણ અંદરના ઓરડેથી ઉમ્બરા ઓળંગતો ને અંધારું ખસેડતો ખસેડતો ભાર આવ્યો. બહુ ગોરો હતો. પણ એટલો જ ગટ્ટો. ઉપર કંઈ પ્હેરેલું નહીં તે એની છાતી સ્તનવાળે લાગતી'તી. વાળ ન્હોતા. પૂછ્યાગાછ્યા વિના મારી હથેળી જોવા લાગ્યો : યુ આર મેડ ટુ લાસ્ટ : વ્હોટ ! ? યુ હેવા લોન્ગ લાઈફ : તમે પામિસ્ટ છો ? મારા પિતાજી પણ પામિસ્ટ હતા, મારે શીખવું છે, શીખવશો ? ડુ યુ હેવા લેપ્ટોપ ? : ય્યાયા ય્યાયા ! બટ નૉટ વિથ મી હેયર; અબ્બીહાલ લઈ આવું; ઊભા રહેજો હાં : હીરાભાગોળના ઘરે લેપટોપ લેવા દોડ્યો. ઘૂસ્યો, બગલમાં દબાવ્યું, પણ ઘરની બ્હાર નીકળાય જ નહીં ! શી ય હતી એ ટ્રેપ ! આંખો ખૂલી ત્યારે બેડરૂમની છત મારા પર તૂટી પડેલી. મને થાય, સપનાની બ્હાર નથી નીકળી શકાતું કેમકે સપનાને ન દેખાતી દીવાલો હોય છે. એ તોડીને જ બ્હાર અવાય છે. ત્યારે અંદર અને બ્હાર વચ્ચે એક નાનું પણ અતિ ઝડપી યુદ્ધ ખેલાયું હોય છે. નાનપણાનું પણ એમ જ હશે ?

જોકે સપનાની જેમ જ દરેક શબ્દ પૂર્ણ હોય છે તે જ રીતે અપૂર્ણ હોય છે. કમલ શબ્દ એ જાતિના ફૂલ માટે છે. એ અર્થમાં પૂરો. પણ એથી વિશેષ કંઈ નહીં. એ જો પૂરોશૂરો છે તો એને પાછા કમળ પણ શું કામ કહે છે ? કમલ નિશાળે જાય છે–એ વાક્યમાં કમલ પરોવાય ત્યારે ફૂલ માટે ના હોય, એ નામના વિદ્યાર્થી માટે હોય. પૂરો હોય તો એવું થાય ? કમલ દોડતી દોડતી નિશાળે જાય છે – એ વાક્યમાં કમલ પરોવાય ત્યારે ફૂલ માટે તો નહીં જ, વિદ્યાર્થી માટે પણ નહીં, પણ એ નામની વિદ્યાર્થીની માટે હોય. એ પૂરો હોય તો એવું થાય ? જો ફૂલ માટે કમલ છે જ, તો લોટસ શા માટે છે ? પૂરો હોય પછી ? ભાષા પૂરી ખરી પણ આમ અધૂરીય ખરી. ભાષામાં ભરોસો રાખી શકાય, રાખવો જોઈએ, પણ ન પણ રાખવો જોઈએ. છતાં શાસ્ત્રીભાઈને પૂછીશ. ભાષાજ્ઞાનીને પૂછવાથી બધું સરળ થઈ જાય છે. એકને એક બે. એ લોકો એવા ઉસ્તાદ હોય છે. વિષયના ખાં. જોકે એક નુકસાન છે–ગૂંચવાયેલું તમારી કને રહી જાય...જેમકે પેલો ગોરો ગોરો પામિસ્ટ બાપડો... રહી ગયો છે મારી પાસે, મારી રાહ જોતો...એનું નામેય ના પૂછ્યું...કેવો છું...! ઓ ઊભા શાસ્ત્રીભાઈ–આંગળીઓ હલાવી બોલાવે છે. એક બેબીએ મને કહેલું, અન્કલ, એને, વેવ કરે છે કહેવાય. પણ મને ઠીક નહીં લાગેલું. એમને હું પૂછીશ, યુ આર મેડ ટુ લાસ્ટ, બરાબર છે–? એટલે શું સમજવાનું ? કહેવાના, રીફર કરવું જોશે, કાલે કહીશ. કોઈ ચીજ ચોપડીમાં જોયા વિના કહેતા જ નથી. ગ્રન્થાગારમાં ઊંડે વહ્યા જાય. મને થાય, મી હેવા લોન્ગ લોન્ગ લાઈફ તે કેટલા ઘણા સુખની વાત...ત્યાં જ, સિક્કો ઊંધો, ને પેલો લપેડો, જાણે છોભીલો પડી ગયો...!

બપોરના ત્રણ આસપાસ એક ગમ્મખવાર બનાવ બન્યો. કૂતરું ટૂંટિયું વાળીને ઘસઘસાટ ઊંઘતું'તું. અમારા એરિયાના કૂતરાં રાતે જાગે–કશી રોકટોક વગર ભેગાં મળી ખુલ્લાસથી ભસાય એ માટે. એક સજ્જનનો પગ એની પર એવો પડ્યો કે કૂતરાએ ડોક ઘુમાવી ડોળ કાઢી જોરદાર બચકું ભર્યું. મોટા છરા જેવું ડા'વુય નાખેલું સજ્જન શાણો, કેમકે પોપટિયું ભણેલો, ૧૪ ઈન્જેકશન ઝટ લઈ લીધાં. દાક્તર લોભિયો, તે ફટ આપી પણ દીધાં. છેવટે પરિણામ શું અવ્યું, જાણો ? ના, તમે નથી જાણતા. કુતરું બાપડું હડકાયું

કહેવાયું, એરિયા આખામાં વગોવાઈ ગયું ! બધા એનાથી છેટા રહે ને દરેક જનું બીજાને કહેતું ફરે, હડાકાયું છે હાં, સાચવજો... વાવડ વાએ ફેલાયા ત્યારે પેલી બેબી બસ્સ્ટેન્ડે ઊભી’તી ને થોડી–થોડી વારે ઊંચી–ઊંચી થઈને બસની દિશામાં રાહ જોતી’તી. મને થાય, એને પાછી બોલાવી લઉં...પણ વેવ કર્યા વિના, જાતે જઈને...કદાચ બચાવી લેવાય...શું કહૉ છૉ ?

---

**ડો. સુમન શાહ, જી I 730 શબરી ટાવર, વસ્ત્રાપુર અમદાવાદ–380015 ફોન– 079–26749635. મેઈલ આઈ.ડી. suman_g_shah@yahoo.com**